# હિન્દુસ્થાન નો સંક્ષિપ્ત ઇતિહાસ

રચનાર

મંચેરશાહ પા. કેકોબાદ.

કિંમત રૂ૦ ૦-૪-૬

# પ્રસ્તાવના.

શાળોપયોગી હિન્દુસ્થાનના ઇતિહાસ ઘણા છે ત્યારે આ પુસ્તકની શી જરૂર હતી ? આ સવાલ પુછાય એ સ્વાભાવિક છે આ પુસ્તક લખવાનો હેતુ આ છે. મીગણુપોરવાળાં બાઇ પીરોજબાઇ માણેકજી પટેલની આ શહેરની પારસી છોકરીઓની અંગ્રેજી સ્કુલની કારોબારી મંડળીનો એવો વિચાર છે કે એ નિશાળમાં ભણતી બાળકીઓને નીચલા ધોરણમાં હિન્દુસ્થાનનો અને ઉપલા ધોરણોમાં ઇન્ગલેન્ડનો તથા હિન્દુસ્થાનનો ઇતિહાસ શીખવવામાં આવે છે તેની જોડે ઇરાનના ઇતિહાસનુ થોડું જ્ઞાન આપ્યું હોય તો તેથી વિદ્યાર્થીનીઓમાં પોતાના અસલ વતનની યાદ તાજી રહેવાથી તેઓ પોતાની કોમની ટેક તથા આબરૂ જાળવવાના ઉપયોગી સાધન થઇ પડે. એ વિચારને અમલમાં મુકવાને અને બાળકીઓ ઉપર વધારે બોજા ન પડે તેને માટે હિન્દુસ્થાનના ઇતિહાસને અવિસ્તીર્ણ કરી ટુંકમાં લખવાની જરૂર જણાઇ. વળી સ્ત્રિ જાતિને જાણવા લાયક કેટલીક બાબદો આ પુસ્તકમાં સમાવી છે હું જાણું છું કે આ પુસ્તકમાં ખામી ઘણી છે કેમકે આ પુસ્તક લખવામાં મને બહુ ઉતાવળ કરવી પડી છે, અને મારા વિદ્વાન મિત્રોની સલાહ લેવાનો મને વખત મળ્યો નથી.

“ હિન્દુ ” એ શબ્દ વિષે કરેલી અટકળને મારા વિદ્વાન મિત્રો રા૦ રા૦ છગનલાલ હ૦ મોદી તથા રા૦ રા૦ ગોરધનદાસ ના૦ કાજી વગેરેએ ટેકો આપ્યો છે.

આ પુસ્તક છાપવાનો તથા કાગળ વગેરેનો જે ખર્ચ થયો તે વળી રહે તેથી પણ કંઇક ઓછે અંશે આ પુસ્તકની કિમ્મત રાખી છે.

**સુરત** **મંચેરશાહ પાલનજી કેકોબાદ.**

**૧૨-૯-૧૯૧૮**

# હિન્દુસ્થાનનો

## ટુંક ઈતિહાસ.

**હિન્દુસ્થાન**—જે દેશમાં આપણે વસીએ છીએ તે દેશને હિન્દુ-સ્થાન કેહે છે. હિન્દુસ્થાન એ શબ્દમાં બે શબ્દો છે—હિન્દુ અને સ્થાન. સ્થાન એટલે ઠેકાણું. હિન્દુસ્થાન એટલે જે ઠેકાણે અથવા જે દેશમાં હિન્દુઓ વસે છે તે દેશ. આપણો અસલ દેશ તો ઈરાન છે. પણ જ્યારે આરબોએ ઈરાન દેશ જીતી લીધો ત્યારે ઈરાનીઓને જોરજુલમથી વટાળવા લાગ્યા. તેથી તે વખતના આપણા બાપદાદાઓ ઈરાન છોડી હિન્દુસ્થાન આવ્યા.

**કિસ્સએ સંજાણ**—નામના જૂના પુસ્તકમાં લખ્યું છે કે આપણા વડીલો ઈરાનને છેલ્લી સલામ કરી, વહાણોમાં બેસી હિન્દુસ્થાનને કિનારે દીવ બંદરે ઉતર્યા; પણ ત્યાં તેમને ફાવ્યું ન હશે, તેથી દીવથી નિકળી ગુજરાતને પશ્ચિમ કિનારે સંજાણ આગળ ઉતર્યા. તે વખતે સંજાણમાં જાદવરાણાં નામના રાજા રાજ્ય કરતા હતા. તેમની આગળ આપણા વડીલો ગયા અને કહ્યું કે અમે અમારા ધર્મના રક્ષણને માટે અમારો દેશ, અમારૂ સર્વસ્વ છોડી અત્રે આવ્યા છીએ, અને આપના આશ્રય તળે આપના દેશમાં વસવાની રજા માંગીએ છીએ. પછી આપણા

પૂર્વજો સાથે આવેલા વડા દસ્તૂર નેર્યોસંગ ધવલે (નરસિંહ ધવલ) આપણા ધર્મના મળતાપો—હુમત હુખ્ત હુવરસ્ત, ખુરશેદ, આતશ, પાણી વગેરે કુદરતી શક્તિની સ્તાયશ, કિરંગની કુસ્તી વગેરે રાણાને કહી સંભળાવ્યાં. રાણા બોલ્યા કે અમારા તથા તમારા ધર્મ તથા આચાર વિચારના મળતાપણાથી હું આશ્ચર્ય પામ્યો છું, તમને વસવાની રજા ખુસીથી આપું છું, તમારું તથા તમારા ધર્મનું રક્ષણ કરીશ. આ પ્રમાણે આપણા પૂર્વજો હિન્દુસ્થાનમાં આવી વસ્યા. હિન્દુસ્થાને આપણા ઉપર આ કંઈ નાનો સુનો ઉપકાર કર્યો નથી. જાદવ રાણાને આપણે હજી માન તથા પ્રેમ ભક્તિથી યાદ કરીએ છીએ. હિન્દ આપણી પાલક માતા છે, અને હિંદુઓ આપણા ભાઈ બેન છે. હિન્દુસ્થાનને આપણા પોતાના દેશ તરીકે ગણીએ છીએ અને ચાહીએ છીએ. તેથી હિન્દુસ્થાનનો ઇતિહાસ જાણવો એ આપણી ફરજ છે.

## પ્રકરણ ૧ લું.

**મૂળ વતનીઓ**—હિન્દુસ્થાનના મૂળ વતનીઓ જંગલી લોક હતા. ગુજરાતમાં ભીલ, કોળી, દુબળા, બંગાળમાં સંતાલ લોકો અને બીજા જેઓ પહાડો તથા મોટાં જંગલોમાં હજી વસે છે તે લોક મૂળ વતનીઓ કેહવાય છે. તેઓ હજી જંગલી હાલતમાં છે. મદ્રાસ ઇલાકામાં દ્રાવિડ લોકો વસે છે. તે પણ ક્યારે આવ્યા તે જણાતું નથી. હિન્દુઓના પૂર્વજો પોતાને **આર્ય** કહેવડાવતા. આ જંગલી લોકોને તેઓ **અનાર્ય** કેહતા.

**આર્ય લોકો**—હિન્દુઓના તથા પારસીઓના ધર્મપુસ્તકો ઉપ-રથી જણાય છે કે હિન્દુસ્થાન તથા ઈરાનની છેક ઉત્તરે આવેલો પહાડી દેશ જેને પામીરનો પ્રદેશ કેહે છે ત્યાં ઘણા જૂના જમાનામાં (આશરે ઈ. સ૦ પૂ૦ ૫૦૦૦ વરસ ઉપર) આર્ય લોકો રેહતા હતા. એ આર્ય લોકો હિન્દુ, પારસી, તથા અંગ્રેજ, ફ્રેન્ચ વગેરે યુરપીઅન પ્રજાના પૂર્વજો હતા. મૂળ આર્ય દેશ છોડી કેટલાક આર્યો કૉકેસસ પર્વત ઓળંગી પશ્ચિમ તરફ ગયા અને યૂરપ ખંડમાં જઇ વસ્યા. એ આર્યોના વંશજ (ઓલાદ) તે હાલની યુરપીઅન પ્રજાઓ છે. વળી બીજા આર્યો મૂળ વતનમાંથી નિકળી હિંદુકુશ પર્વત ઓળંગી પંજાબમાં આવ્યા. એ આર્યો હિન્દુઓના પૂર્વજો હતા. એ આર્યો થંડા દેશમાંથી આવેલા હતા તેથી તેઓ કદે ઉંચા, જોરાવર, ગોરા, ભુરી આંખો તથા ભુરા-વાળ વાળા હતા. વળી તેઓ મૂળવતનીઓ કરતાં વધારે સુધરેલા હતા—તેઓ ખેતી કરતા, ઢોરઢાંક પાળતા, સોના રૂપાના ઘરેણા પહે-રતા, ઘોડાપર કે રથમાં બેસીને લડાઈ કરતા. એક ઈશ્વરને ભજતા. આતશ, ખુરશેદ, પાણી, હવા, વિજળી ને ઈશ્વરી શક્તિ તરીકે ગણી તેને માન આપતા. તેઓમાં મુર્તિપુજા ન હતી. તેમના મૂળ ધર્મ પુસ્તકનું નામ ઋગ્વેદ હતું. વેદ ચાર છે તેમાં ઋગ્વેદ સૌથી પ્રાચિન તથા મુખ્ય છે. આર્યો જૂની સંસ્કૃત બોલતા, જે અવસ્તાને બહુજ મળતી આવે છે. હિંદુઓ તથા પારસીઓના પૂર્વજો એકજ હતા અને એકજ ભાષા બોલતા, જેમાંથી સંસ્કૃત તથા અવસ્તા નિકળી છે. તેજ કારણથી સંસ્કૃત તથા અવસ્તા એક એકને બહુજ મળતી આવે છે.

**જૂના આર્ય રાજ્યો**—આર્યો પ્રથમ પંજાબમાં આવીને વસ્યા. ત્યાં કેટલાક સૈકા લગી રહ્યા. પછી જેમ જેમ તેમની વસ્તી વધતી ગઈ તેમ તેમ તેઓ સતલજ ઓળંગીને ગંગા, જમુનાના પ્રદેશમાં આવીને વસ્યા. ત્યાંના મૂળ વતનીઓ જેને તેઓ રાક્ષસ કેહતા તેમને મારી કહાડી ત્યાં મોટાં રાજ્યો સ્થાપ્યાં. તે રાજ્યોમાં મુખ્ય ૪ હતાં—કુરૂ, પાંચાળ, કોશલ તથા વિદેહ. હાલ જ્યાં દિલ્હી છે ત્યાં કુરૂનું રાજ્ય હતું. તેનું મુખ્ય શેહેર હસ્તિનાપુર હતું. કુરૂની દક્ષિણે પાંચાલનું રાજ્ય હતું; કુરૂની પૂર્વે કોશલનુ રાજ્ય હતું જેનું મુખ્ય શેહેર અયોધ્યા હતું. કોશલની પૂર્વે વિદેહ દેશ હતો (હાલમાં બિહાર પ્રાંત છે ત્યાં). એ રાજ્યો આસરે ઈ૦ સ૦ પૂ૦ ૨૦૦૦ થી ૩૦૦૦ વરસપર થઈ ગયાં હશે એમ વિદ્વાનો ધારે છે. કેટલાક વિદ્વાનો એથી પણ આગળ થયાં હશે એમ ધારે છે.

**સન તથા સંવત તે શું**—દરેક માણસને વખતનો વિચાર આવે એ સ્વાભાવિક છે. દરેક બાળક સમજણુ થયું કે તેને પોતાના વયનું ભાન થાય છે, પછી પોતાના માબાપ તથા વડીલોની ઉમ્મર પૂછે છે. તેમજ જે પ્રજાને પોતાના પૂર્વજોની કીર્તિની જાણ છે, અને પોતાના આગલા વખતને માન સાથે યાદ કરે છે તેને પોતાના ભૂતકાળનું માપ કરવાને એક ચોક્કસ સમય ઠેરવવો પડે છે. હવડાં હિંદુઓ પોતાનો સંવત વિક્રમાદિત્યના વખતથી ગણે છે. એ પ્રતાપી રાજા ઈસ્વી સનની ૫૬ વરસ આગળ થઇ ગયો. અંગ્રેજ તથા યૂરપની બીજી પ્રજાઓ તેમના પેગમબર ઇશુખ્રિસ્તના સમયથી પોતાનો સન ગણે છે. પારસીઓ ઇરાનના છેલ્લા પારસી રાજા યઝદેઝર્દથી પોતાનો સન ગણે છે. મુસલમાનો તેમના પેગમબર મહમ્મદથી પોતાનો સન ગણે

છે. અંગ્રેજી અમલ શરૂ થયા પછી આપણા દેશમાં ઇસ્વીસન સાધારણ ઉપયોગમાં આવ્યો છે.*

**મહાભારત**—કુરૂ, પાંચાલ, કોશલ વિદેહ એ આર્ય રાજ્યો ધીમે ધીમે પૂર્ણ કળાએ પોહચ્યાં હતાં. વિધાકળામાં આર્યો ઘણા આગળ વધ્યા હતા. તેઓ જો કે એકજ ધર્મ પાળતા હતા અને પોતાને એકજ પ્રજા ગણતા હતા તોએ નિત્ય વ્યવહારમા તેઓ સહજ અલગ

---

***શિક્ષકને સૂચના**—શિક્ષકે બોર્ડ ઉપર આ પ્રમાણે એક પોહળી લીટી દોરવી.




લીટીની જમણી બાજુથી ૧/૪ ભાગ છોડી એક મોટો કાપ કહાડવો અને ત્યાં ઈ૦ સ૦ એમ લખવું, આ એક ચોક્કસ સમય છે એમ સમજ પાડવી. ત્યાંથી જમણી બાજુ તરફ થોડે અંતરે એક નાનો કાપ પાડી સમજાવવું કે ઇ૦ સ૦ પછી ૫૦૦ વરસ થયાં, પછી સમાન અંતરે બીજો કાપ પાડી કેહવું કે ઈ૦ સ૦ પછી ૧૦૦૦ વરસ થઇ ગયાં. પછી ત્રીજો કાપ પાડી ૧૫૦૦ વરસ થયાં એમ કેહવું. પછી લીટીને છેડે આંગળી મૂકી કેહવું કે આ ચાલુ સાલ છે. ત્યાર પછી ઇ૦ સ૦ ની ડાબી બાજુએ થોડે અંતરે એક કાપ કહાડી કેહવું કે ઇ૦ સ૦ ની પૂર્વે ૫૦૦ વરસ થયાં, એમ છેક પેલે છેડે જવું. આટલું થયા પછી જમણી બાજુને છેડે આંગલી મુકી ૧૫૦૦ વાળા કાપ તરફ જતાં પુછવું કે આજથી કેટલાં વરસ થયાં. આમ કરતાં ઈ૦ સ૦ સુધી આવવું; ત્યાંથી ઇ૦ સ૦ પૂ૦ ૫૬ વરસ, તો આજથી કેટલાં વરસ થયાં; ઇ૦ સ૦ પૂ૦ ૨૦૦૦ વરસ તો આજથી કેટલાં વરસ થયા. આમ પૂછી સમજ પાડવી.

થઇ ગયા હતા; એટલે તેમનામાં જ્ઞાતિ બંધાઇ હતી. જેઓ ધર્મ-ક્રિયા, યજ્ઞ વગેરે કર્મ કરતા તેઓ બ્રાહ્મણ કેહવાતા. જેઓ સિપાહી-ગીરી કરી દેશનુ રક્ષણ કરતા તેઓ ક્ષત્રી કેહવાતા. જેઓ ખેતીવાડી તથા વેપાર ધંધો કરતા તેઓ વૈશ્ય કેહવાતા. કારીગરો તથા નોકરી કરનારાઓનો ચોથો વર્ગ હતો, તેઓ શૂદ્ર કેહવાતા. અસલ ઇરાનમાં આર્યોમાં એજ પ્રમાણે ચાર વર્ગ હતા—અથોરનાન, (ધર્મ ગુરૂઓ) **રથેસ્તાર** (લડવૈયાઓ) **વાસ્ત્રયોશ** (વૈશ્યો) તથા **હુતોક્ષ** (કારીગરો).

જેમ શાહનામામાં અસલ ઇરાનના પારસી પાદશાહોનુ વર્ણન કરેલુ છે, તેમ મહાભારતમાં કુરૂ, પાંચાલ વગેરે જૂના આર્ય રાજયોનુ વર્ણન કરેલુ છે. જેમ શાહનામામાં અસલી ઇરાનીઓ કેવા હતા, તેમના રીતરીવાજ કેવા હતા તેનુ ચિત્ર આપણી નજરે પડે છે, તેમ મહાભારતમાં હિન્દી આર્યો કેવા હતા, તેમની રીતભાત કેવી હતી તેઓ સુધારામાં કેટલા આગળ વધ્યા હતા—એ સર્વનુ વર્ણન મળે છે. હસ્તિનાપુરની ગાદીને માટે જે યુદ્ધ થયું તેનુ વર્ણન મહાભારતનો મોટો ભાગ રોકે છે.

કુરૂ દેશના રાજા ધૃતરાષ્ટ્ર અંધ હોવાથી તેનો નાનો ભાઇ પાંડુ રાજ્ય ચલાવતો હતો. ધૃતરાષ્ટ્રને સો છોકરા હતા, તેઓ **કૌરવ** એ નામે ઓળખાતા હતાં. તેમાં સૌથી વડો **દુર્યોધન** હતો, પાંડુને પાંચ છોકરા હતા, તેઓ **પાંડવ** કેહવાતા. તેમના નામ **યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ** અને **સહદેવ** હતાં. યુધિષ્ઠિર ન્યાયી તથા સત્યવાદી હતા; ભીમ એ પ્રચંડ અંગબળ ધરાવનાર યોદ્ધો હતો, અર્જુન પ્રખ્યાત બાણાવળી અને સમર્થ વિનવી શુરવીર હતો, નકુળને અશ્વ વિદ્યા સારી આવડતી, સહદેવ જોશ સારૂં જાણતો હતો.

પાંડવ કૌરવો સાથેજ રેહતા તથા શીખતા હતા; તેથી તેમની વચ્ચે ભારે હરીફાઇ ચાલતી, પણ અંતે પાંડવો કંટાળી, ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઇ ઇંદ્રપ્રસ્થ જઈ રહ્યા. અહીંઆ એઓની કીર્તિ એટલી ફેલાઈ કે દુર્યોધનને બહુજ ઈર્ષ્યા થઈ. પ્રપંચ કરી દુર્યોધને પાંડવોને હસ્તિનાપુર કાકાની મુલાકાત લેવા તેડાવ્યા, કેટલાક દીવસ ગયા કેડે દુર્યોધને યુધિષ્ઠિરને કહ્યું, ચાલો આજે આપણે દ્યૂત (જુગાર) રમીએ. આ ઉપરથી દેખાય છે કે તે જમાનામાં આર્યોમાં જુગારની હાનિ-કારક રીત બહુ પ્રસરી હશે. ડાહ્યા અને ઠરેલ યુધિષ્ઠિરે ના કેમ ન કહી? તે વખતે એવો રીવાજ હતો કે એક પેહેલવાન બીજાને યુદ્ધ કરવા કે દ્યૂત રમવા કહે તો તેનાથી ના ન કેહવાય. જુગાર રમતાં યુધિષ્ઠિર પેહલાં તો પોતાની દોલત હારી ગયો, પછી ઘોડા, હાથી, રથ હાર્યો આખરે રાજ્ય હારી ગયો. છેલ્લી શરત એ હતી કે જે હારે તેણે બાર વર્ષ વનવાસ કરવો અને તેરમુ વર્ષ ગુપ્ત રેહવુ. પાંડવો હાર્યા અને તેમને વનવાસ કરવો પડયો.

તેર વર્ષ પૂરાં થયા પછી પાંડવોએ પોતાનુ ખોયલુ રાજ્ય માંગ્યું, પણ દુર્યોધને રાજય આપવા ના કહી. આ ઉપરથી પાંડવ કૌરવો વચ્ચે કુરૂક્ષેત્ર (પાણીપત) આગળ ભારે યુધ્ધ થયું. હજારો સિપાહીઓ તથા પેહલવાનો કપાઇ ગયા. અઢાર દીવસ સુધી કાપાકાપી ચાલી. આખરે ભીમના પ્રચંડબળ તથા અર્જુનના યુદ્ધચાતુર્ય આગળ કૌરવોનુ કાંઇ ચાલ્યું નહિ. કૌરવો હાર્યા અને હસ્તિનાપુરની ગાદી યુધિષ્ઠિરને મળી.

**રાજ્યાયન**—કુરૂ પાંચાલ જેવું મોટું અને બળવંત રાજ્ય અયો-ધ્યાનુ હતું. આ જૂના આર્ય રાજ્યમાં ઘણા પ્રતાપી રાજાઓ થઇ

ગયા તેમાં સૌથી પ્રખ્યાત તથા કીર્તિવંત રામચંદ્ર થઈ ગયા છે, અયોધ્યાના રાજાઓમાં ૫૭મા **દશરથ** હતા. તેની **કૌશલ્યા, સુમિત્રા,** અને **કૈકેયી** એ ત્રણ રાણીઓ હતી. કૌશલ્યાને રામ, સુમિત્રાને લક્ષ્મણ તથા શત્રુઘ્ન અને કૈકેયીને ભરત એમ ચાર પુત્ર હતા. ધર્મ-જ્ઞાન, યુદ્ધકળા, વ્યવહાર ચાતૂર્ય, સર્વમા રામ અદ્દભૂત હોસયારી બતાવતા. વિદેહ દેશના રાજા જનકની કુંવરી સીતા સાથે રામના લગ્ન થયાં હતાં. દશરથ ઘરડા તથા અશક્ત થયાથી રામને રાજપાટ સોંપવાનો નિશ્ચય કર્યો. જે દિવસે રામનો રાજ્યાભિષેક (તાજપોશીની ક્રીયા) થવાનો હતો તેને આગલે દિવસે કૈકેયી જે ક્રોધ તથા અદેખાઇથી બળતી હતી તે દશરથ આગળ ગઇ અને કહ્યું કે 'બે વરદાન તમારી પાસેથી માગવાનુ તમે મને વચન આપ્યું છે, અને તે હું આજે તમારી પાસેથી માગું છું.' દશરથે તે આપવાની હા કહી. કૈકેયી બોલી કે રામને ચૌદ વરંસ વનવાસે મોકલો અને મારા પુત્ર ભરતને રાજ્ય સોંપો. દશરથ બહુજ ખિન્ન થયા અને કૈકેયીને બહુ સમજાવી પણ તેણે માન્યું નહિ. રામચંદ્રને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે પોતે પિતા આગળ જઈ કહ્યું હું વનવાસ જવા રાજી છું, આપ પોતાનુ વચન પાળો અને ભરતને રાજ્ય આપો. દશરથે એ વાત કબૂલ કરી. રામ વનવાસ જવા નિકળ્યા. સીતાએ પોતાના સ્વામી સાથે વનમાં જવાનો નિશ્ચય કર્યો. લક્ષ્મણ જે પોતાના ભાઇને ચાહતો હતો તે પણ તેમની સાથે હમરાહ થયો. રામ, સીતા અને લક્ષ્મણ દશરથની આજ્ઞા લઈ અયોધ્યા નગરી છોડી વનવાસે ગયાં. પુત્રના વિયોગથી થોડા વખતમાં દશરથ મરણ પામ્યા. સદ્દગુણી તથા સદ્દબુદ્ધિવાળા ભરતે ગાદી ઉપર બેસવા સાફ ના કહી અને રામને નામે રાજ્ય કરવા લાગ્યો.

**સીતા હરણ**—ગોદાવરી નદીને કિનારે એક જંગલમા રામ, સીતા, તથા લક્ષ્મણ રેહતાં હતાં. લંકાનો રાજા રાવણ બ્રાહ્મણને વેશે ત્યાં આવી સીતાને હરણ કરી ગયો. સીતાની શોધમાં રામ લક્ષ્મણ દ્રાવિડ દેશમાં (કર્ણાટક) આવી લાગ્યા. ત્યાંના રાજા સુગ્રીવ તથા તેના સેનાપતિ હનુમાને તેમને મદદ કરી અને સીતાની ભાળ મેળવી. આ જંગલી શ્યામવર્ણા દ્રાવિડ લોકોને આર્યો વાનર કેહતા હતા. અને એ વાનર સૈન્ય તથા તેના સરદાર હનુમાનની મદદથી રામે લંકા પર ચઢાઈ કરી. રાવણને માર્યો, સીતાને છોડવી. ચૌદ વર્ષ પૂરાં થયાં એટલે રામ સીતા તથા લક્ષ્મણ અયોધ્યામાં પાછાં ગયાં. વફાદાર ભાઇ ભરતે રામને તેનુ રાજ્ય સોંપ્યું.

રામાયણ વાલ્મિક ઋષિએ લખ્યું છે. એ પુસ્તક પણ મહાભારતના જેટલુંજ લોકપ્રિય છે. રામચંદ્રે એવી સારી રીતે રાજ્ય કારભાર ચલાવ્યો કે જ્યારે કોઇ ઠેકાણે રાજ્ય સારી રીતે ચલાવવામાં આવે છે ત્યારે તેને રામરાજ્ય કેહે છે. રામની માબાપ તરફની ફરમાનબરદારી, પોતાની સ્ત્રિ તરફ અખંડ પ્રેમ, તથા સત્યવાદીપણું, અને સીતાનો પોતાના પતિ તરફનો પ્રેમ, પોતાની પાકદામાન, દુઃખને સમયે ધૈર્ય, અને લક્ષ્મણનુ પોતાના ભાઇ પ્રત્યે અનુપમ પ્રેમ તથા ભક્તિભાવ - એ સૌ ઉપરથી વાંચનારને ઉત્તમ બોધ મળે છે. જે પ્રજામાં રામ, લક્ષ્મણ, ભરત, સીતા, યુધિષ્ઠિર, અર્જુન જેવાં સ્ત્રિ પુરૂષ થઇ ગયાં તે પ્રજાનુ સંપૂર્ણતાનું ધોરણ (ideal) કેટલું ઉંચું હોવું જોઇએ !

**આર્યોનો પ્રસાર**—આર્યો હિન્દુસ્થાનમાં પેહલાં તો પંજાબમાં આવીને વસ્યા. ત્યાં કેટલાક સૈકા લગી તેઓ રહ્યા. ઋગ્વેદના મંત્રો

ત્યાં રચાયા. આ જમાનાને વેદનો જમાનો (યુગ) કહે છે. એ યુગ ઇ. સ. પૂ. ૩૧૦૦થી ૨૦૦૦ વરસ પર થઈ ગયો. ત્યાર પછી આર્યો ગંગા જમુનાના પ્રદેશમાં આવ્યા અને ત્યાં મોટાં રાજ્યો સ્થાપ્યાં. કળા કૌશલ્ય તથા વિદ્યા, સુધારામાં આર્યો બહુ આગળ વધ્યા. આને મહાભારત-રામાયણનો જમાનો કે યુગ કેહે છે.—ઈ. સ. પૂ. ૨૦૦૦થી ૧૦૦૦ સુધી. હવે આર્યો આખા હિંદમાં અને દક્ષિણમાં ફરી વળ્યા. જંગલી મૂળ વતનીઓને તાબે કરી સુધાર્યાં. દક્ષિણના દ્રાવિડ લોકો પણ હિન્દુ ધર્મ, તથા આચાર વિચાર ધારણ કરી હિન્દુ બન્યા. આખો હિંદ દેશ હિન્દુ સત્તા તળે આવ્યો. આ ત્રીજા યુગને ગૌતમ-બુધ્ધનો જમાનો કહે છે. એ જમાનો ઇ. સ. પૂ. ૧૦૦૦થી ઇ. સ. ની શરૂ-આત લગીનો ગણાય છે.

**ગૌતમ બુધ્ધ**—ઇ. સ. પૂ. ૧૦૦૦થી ઈ. સ. ની શરૂઆત લગીમાં જૂના આર્ય રાજ્યો કુરૂ, કોશલ વગેરેનો અંત આવ્યો. જૂની સંસ્કૃત ભાષા હવે બોલાતી ન હતી, જુદી જુદી પ્રકૃત ભાષાઓ બોલાવા લાગી. તેમાં માગધી ભાષાનો પ્રસાર ઘણો હતો, કેમકે આ વખતે મગધનુ રાજ્ય સર્વોપરી થયું હતું, જૂના આર્ય રાજ્યો એને તાબે થયાં હતાં. આ ત્રીજો યુગ ગૌતમ-બુધ્ધનો જમાનો કેહવાય છે. ગૌતમ-બુધ્ધ એ મોટા ધર્મપ્રવર્તક હતા. એઓએ નવો ધર્મ ચલાવ્યો જેને બૌધ્ધ ધર્મ કેહે છે. એ ધર્મ હિંદુ ધર્મની એક શાખા છે. એઓ ઇ. સ. પૂ. ૫૫૭માં થઇ ગયા હતા. ઇ. સ. પૂ. ૧૦૦૦થી ૫૦૦ વરસ સુધીમા બ્રાહ્મણોએ વેદ ધર્મને સંધ્યા પૂજા, ક્રિયાકર્મ, યજ્ઞ વગેરેમાં લાવી મુકયો; સદાચાર સદ્વર્ત્તન પર બહુ લક્ષ અપાતું નહિ. આમ થવાથી લોકોની શ્રદ્ધા (યકીન) ધર્મ ઉપરથી ઉઠી ગઇ. એવે વખતે બુધ્ધે પોતાનો ધર્મ

ચલાવ્યો. એનો બોધ એવો હતો કે યજ્ઞ તપ તથા ક્રિયાઓથી મુકિત મળતી નથી. મન, વાચા, તથા કર્મ ( મનસ્ની, ગવસ્ની, કુનસ્ની ) શુદ્ધ રાખ્યાથી, સર્વ ઉપર દયા રાખ્યાથી, અને સદાચારથી માણસને મુક્તિ મળે છે. આવાં શિક્ષણથી બૌધ્ધ ધર્મ ઝડપથી હિન્દમાં ફેલાઇ ગયો. વળી જેનો દોર તેની દીન એ કહેવત પ્રમાણે મગધનું રાજ્ય જે આ વખતે બહુ બળવાન હતું ત્યાંના રાજાઓએ બૌધ્ધ ધર્મ સ્વિકાર્યો તેથી પણ એ ધર્મનો પ્રસાર જલદી થયો.

**મગધનુ રાજ્ય**—ઇ. સ. પૂ. ૧૦૦૦થી ૫૦૦ સુધીની તવારીખ ચોકકસ નથી. પણ એ અરસામાં મગધનુ રાજ્ય બહુ બળવંત બન્યું. મગધના સૌથી બળવંત રાજાઓ **ચંદ્રગુપ્ત** તથા **અશોક** હતા. મગધની રાજધાનીનું શહેર પાટલીપુત્ર (પટના) હતું. ચંદ્રગુપ્તના રાજ્યમાં હિંદનો વ્યાપાર ઇરાન તથા ગ્રીસદેશ ( જે તે વખતે યૂરપમાં સૌથી સુધરેલો દેશ હતો ) તેની સાથે આગળ કરતાં વધારે ચાલવા લાગ્યો અને આર્યો છેક જાવા, સીયામ, ચીન વગેરે દેશોમાં વ્યાપાર અર્થે ગયા અને કેટલાક તો ત્યાંજ વસ્યા ચંદ્રગુપ્તના મરણ પછી એનો પુત્ર ગાદીએ બેઠો. ત્યાર પછી ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક ગાદીએ બેઠો, (ઇ. સ. પૂ. ૨૭૨થી ૨૩૧ ). એના જેવો પ્રતાપી, ડાહ્યો તથા નામાંકિત રાજા ભાગ્યેજ હિન્દમાં કોઇ થયો હશે. બૌધ્ધ ધર્મનો બોહળો પ્રસાર એના વખતમાં થયો. બૌધ્ધ ધર્મગુરૂઓને એ રાજાએ ટિબેટ, બ્રહ્મદેશ, સીયામ, ચીન, જાપાન, જાવા વગેરે દેશોમાં ધર્મનો બોધ કરવા મોકલ્યા. બૌધ્ધ ધર્મના ફરમાનો તથા પોતાની આજ્ઞાઓ સ્તંભો ઉપર કોતરાવી એવા સ્તંભો એણે ઠેકાણે ઠેકાણે પોતાના રાજ્યમાં ઉભા કરાવ્યા, એણે પોતાના રાજ્યમાં ગામેગામ ધર્મશાળાઓ બંધાવી,

રોગીને માટે દવાખાનાઓ, તથા વાવ કુવા બનાવ્યા. છેક સિંધુનદીથી આસામ લગી અને હિમાયલથી છેક કૃષ્ણાનદી લગી એના રાજયની સીમા હતી.

**હિન્દુ એ નામની ઉત્પત્તિ**—હિન્દુ ધર્મ, હિન્દુસ્થાન, હિન્દુ પ્રજા એમ આપણે હમેશ બોલીએ છીએ, પણ વેદમાં, મહાભારત, રામાયણ તથા બીજા જૂના પુસ્તકોમાં એ નામ જોવામાં આવતું નથી. ત્યાં બધે આર્ય એ નામ વપરાયલું જોઇએ છીએ. આપણા જૂના ધર્મપુસ્તકોમાં પણ આર્ય એ નામ જોવામાં આવે છે. પારસી એ નામ દેખાતું નથી. ધીમે ધીમે આર્ય શબ્દનો લોપ થયો અને સર્વ ઠેકાણે હિન્દુ એ શબ્દ વપરાવા લાગ્યો. હિંદુ એ નામ આવ્યું કયાંથી ?

ઇ. સ. પૂ. ૫૧૮માં ઇરાનના પાદશાહ દારાયસ હિસ્તારપે સિન્ધુ નદી ઓળંગી પંજાબનો મુલક જીતી લીધો. સિન્ધુને ઇરાનીઓ હિંદુ કહેતા હતા; અને સિન્ધુને પેલે પાર જે મોટો દેશ હતો તેને હપ્તહિન્દુ કેહતા હતા. પારસી ધર્મપુસ્તકોમાં હપ્ત હિંદુ (સપ્ત સિંધુ) એ નામ ઘણા પ્રાચિન કાળથી વપરાતું હતું. (હપ્ત હિન્દુ=સપ્ત સિંધુ એટલે જે દેશમાં સાત સિંધુ વહે છે તે દેશ. સાત સિંધુઓ તે સિંધુ, જેહલમ, બીઆસ, ચિનાબ, રાવી તથા સતલજ અને કાબુલ નદી.) એ ઉપરથી પંજાબના આર્યોને ઇરાનીઓ હિંદુ કહેતા હશે. પછી એ નામ હિંદુઓએ પોતે ધારણ કર્યું હશે. હવે આર્ય એ નામનો લોપ થયો અને હિન્દુ નામ ચાલુ થયું.

# પ્રકરણ ૨ જું.

---

**રજપૂતો**—હવે આપણે ઈસ્વીસનની શરૂઆતથી ઇ. સ. ૧૦૦૦ સુધીનો જમાનો લઇએ. પ્રાચિન આર્ય રાજ્યો જેવાં કે કુરૂ, કોશલ, વિદેહ વગેરેએ ઇ. સ. પૂ. ૧૦૦૦ વર્ષ લગી સત્તા ભોગવી ત્યારપછી ૫૦૦ વર્ષ લગીનો ઇતિહાસ ચોકસ નથી. ત્યારબાદ એટલે ઇ. સ. પૂ. ૫૦૦ પછી મગધનું રાજ્ય બળવંત થયું અને જૂના આર્ય રાજ્યો એને તાબે થયાં. એ મગધનું રાજ્ય છેક ઇ. સ.ની શરૂઆત લગી ચાલ્યું. ઇ. સ.ના મંડાણથી ઇ. સ. ૧૦૦૦ લગી આપણે રજપૂતો વીશે વાંચીએ છીએ. રજપુતો વિશે આપણને ચોકસ ત્વારીખ મળતી નથી. કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે કેટલાક આર્યો સૂર્યવંશી અને કેટલાક ચંદ્રવંશી કેહવાતા હતા, તેમના વંશજો આ રજપૂતો છે. રજપૂત એ શબ્દ આ અટકળને ટેકો આપે છે. રજપૂત=રાજપુત્ર એટલે રાજાના વંશના. રામના પુત્ર લવ અને કુશથી તેઓ ઉતરી આવ્યા છે એમ તેઓની વંશાવળી ઉપરથી જણાય છે. વળી બીજી દંતકથા એવી છે કે અર્વલી પર્વત તથા આબુ ઉપર પ્રાચિન કાળથી જે ક્ષત્રીઓ રહેતા હતા તે બૌદ્ધ ધર્મથી કંટાળી અસલ વેદ ધર્મની ફરી સ્થાપના કરવાને બહાર પડયા. રજપુતોએ ઘણા રાજ્યો સ્થાપ્યાં તેમાં સૌથી જૂનુ તથા બળવંત રજપૂત રાજ્ય તે માળવાનું હતું.

**માળવાનું રાજ્ય, વિક્રમ**—મગધ રાજ્યની પડતી પછી હિંદમાં સૌથી મોટું રાજ્ય માળવાનું હતું. એના રાજા પરમાર વંશનાં રજપૂતો કેહવાતા હતા. તેઓમાં સૌથી પ્રખ્યાત વિક્રમ હતો. એના

વખતમાં શક (સિથિઅન) લોકો તુર્કસ્તાનમાંથી નિકળી આવ્યા અને તેઓના ટોળેટોળાં પંજાબ, સિન્ધ, ગુજરાત અને માળવામાં આવીને વસવા લાગ્યાં. એ લોકો લુટારા હતા અને લોકોને હેરાન કરતા હતા. વિક્રમે તેઓને હરાવીને વશ કીધા. આ ફતેહની યાદગીરીમાં લોકો એનો સંવત ગણવા લાગ્યા. (ઈ૦ સ૦ પૂ૦ ૫૭). આખા હિંદુસ્થાનમાં એ સંવત હાલ ચાલે છે. ઈ૦ સ૦માં જો ૫૭ ઉમેરી એ તો સંવત સાલ મળે. વિક્રમ વિષે ઘણી વાતો લખાયલી છે, તે ઉપરથી જણાય છે કે એ રાજા નિત્ય રાત્રે વેશ બદલી નગરચર્ચા સાંભળવા નિકળતો અને લોકો ઉપર કાંઈ અન્યાય કે જુલમ થતો તો તે દુર કરતો. આ ઉપરથી લોકો એને પરદુઃખભંજન કહેતા હતા. એ રાજા વિદ્યા કળાને ઉત્તેજન આપતો અને વિદ્વાનોનુ પાલન કરતો. એની રાજધાનીનું શેહેર ઉજ્જન તે વખતે વિદ્યાનુ ધામ હતું. એના દરબારમાં નવ મોટા વિદ્વાનો હતા, તેઓ **નવ રત્નો** કેહવાતા હતા. એ નવ રત્નોમાંનો એક કાળીદાસ હતો. હિન્દુસ્થાનમાં સૌથી મોટો કવિ કાળીદાસ થઇ ગયો છે. એણે સંસ્કૃત ભાષામાં ઘણા કાવ્યો લખ્યાં છે તેમાં શકુન્તલા નાટક સૌથી ઉત્તમ ગણાય છે, ઇંગ્લેન્ડમાં જેમ શેકસપીઅર તેમ હિંદુસ્થાનમા કાળીદાસ પ્રખ્યાત છે.

**રાજા ભોજ**—વિક્રમ પછી કેટલેક વર્ષે ભોજ રાજા થયો. એ રાજા પણ વિક્રમ જેવો પ્રતાપી, દયાળુ તથા વિદ્યાને ઉત્તેજન આપનારો હતો. એના વખતમાં એટલી પાઠશાળાઓ તથા કન્યાશાળાઓ હતી તથા કેળવણીનો એટલો પ્રસાર થયો હતો કે પાછળથી એક દંતકથા ચાલી કે ભોજના વખતમાં તો ખેડુતો પણ સંસ્કૃત ભણતા હતા. જેમ વિક્રમ વિષે તેમ ભોજ વિષે પણ ઘણી વાતો લખાયલી

છે. એ વાતો કદાચ કલ્પિત હશે તો એ તે ઉપરથી એટલું તો સિધ્ધ થાય છે કે એ રાજાઓ ઘણા બાહોશ, ઉદ્યમી તથા નિરંતર પ્રજાનું કલ્યાણ કરવામાં મચ્યા રહેતા હતા.

**રજપૂતોની ચઢતી**—પંજાબ અને કાશમીરથી છેક બંગાળ સુધી હિન્દુસ્થાનમાં રજપૂતોએ બળવંત રાજ્યો સ્થાપ્યાં. દક્ષિણમાં પણ રજપૂતોએ પોતાની સત્તા બેસાડી. ગુજરાતમાં પણ ચાવડા રજપૂતો રાજ્ય કરતા હતા. ઈ. સ. ૫૦૦થી ૧૦૦૦ સુધી રજપૂતોની સત્તા પૂર્ણકળાએ પોંહચી હતી. રજપૂતોમાં ક્ષત્રીને શોભે એવા ગુણો હતા. તેઓ શુરા, ઉદાર, ટેકવાળા, એકવચની હતા. રજપૂત બાનુઓ પણ પોતાની કુલીનતાનુ અભિમાન ધરાવતી. જે પ્રજા કે કોમમાં સ્ત્રિઓ પોતાના ઉંચ આચરણથી પુરૂષો પર સારી અસર કરે છે તે પ્રજા પરાક્રમી, ઉદાર, તથા ઉંચ બને છે.

અર્વાચીન અંગ્રેજ કવીશ્વર ટેનિસન કહે છે કે—

Woman's cause is man's; they rise or sink
Together, dwarfed or godlike, bond or free.

સ્ત્રીના સામાન્ય લાભમાં પુરૂષનો સ્વાર્થ સમાયલો છે; અર્થાત, તેઓ બન્નેની ઉન્નતિ તથા પડતી સાથેજ થાય છે; જ્ઞાનોદયમાં બન્નેએ સાથે રહેવુ જોઇએ; પુરૂષ આગળ વધે અને ઉંચ થાય અને સ્ત્રી અજ્ઞાન રહી પતિત બને એમ થતું નથી.

એજ કારણથી, એટલે, પોતાની બાનુઓના ઉંચ લક્ષણથી રજપૂતો ઉદાર, શુરા, ટેકવાળા બન્યા હતા. એક વખતે એક રજપૂત રાજા રણસંગ્રામમાંથી ન્હાસી પોતાને શેહેર ગયો ત્યારે તેની સ્ત્રીએ મેહેલના

દરવાજા બંધ કરાવ્યા. જ્યારે રાજાએ દરવાજા ઉઘાડવાને હુકમ કર્યો ત્યારે તે કુલીન બાઈ બોલી "મારા સ્વામી તો રણમાં લડે છે, યાતો ત્યાંજ દેવલોક પામ્યા હશે, પણ આ કોણ છે, એને હું ઓળખતી નથી, કહાડો એને અહિંથી."

પણ રજપૂતોમાં એક મોટો દોષ હતો. તેઓમાં કુસંપ બહુ હતો.

સિન્ધુ નદીની પશ્ચિમે આવેલા આર્ય દેશ (ઇરાન)માં કુસંપ પેઠો એટલે તેનો નાશ થયો. તેજ પ્રમાણે સિંધુની પૂર્વે આવેલા આર્ય દેશ (હિંદ) માં પણ કુસંપ દાખલ થયો એટલે તેની પણ પડતી થઈ. ઇંગ્લેન્ડનો ઇતિહાસ વાંચતાં આપણને માલમ પડે છે કે ત્યાં જ્યારે બે પક્ષો લડતા હોય અને જો કોઈ પરદેશી શત્રુ દેશ પર ચઢી આવે તો તે બે પક્ષો જોડાઈ જતા અને એકત્ર થઈ પરદેશી શત્રુનો પરાજ્ય કરતા. જો રજપૂતોમાં કુસંપ ન હોત તો શું તાકાત હતી પરદેશી-ઓની કે હિન્દની ભૂમી પર પગ મૂકે. (કુટુંબ અને દેશ ઉપર સંપ કુસંપની કેવી અસર થાય છે તે બતાવવું.)

**મહમૂદ ગઝનવી**—ઇ૦ સ૦ ૧૦૦૦ થી ૧૦૩૦ સુધી અફ-ગાનસ્તાનમાં એક ઘણો જોરાવર રાજા રાજ્ય કરતો હતો. તેની રાજધાની ગીઝની શેહેરમાં હતી. તેથી તેને મહમૂદ ગઝનવી કેહેતા હતા. હિન્દુસ્થાનની દોલત તથા વેપાર વિષે એણે બહુ સાંભળ્યું હતું. તેથી એણે હિન્દની દોલત લૂટવાનો નિશ્ચય કર્યો. એણે હિન્દ ઉપર ૧૭ સ્વારી કરી, અને અગણિત દોલત હરી ગયો. હજારો ગામો, સેંકડો શેહેરો લુંટયાં અને બાળ્યાં. અને હજારો માણસો પાયમાલ થઇ ગયાં. એ રાજા ઇ૦ સ૦ ૧૦૩૦માં મરણ પામ્યો.

**રજપૂતોમાં કુસંપ અને તેમની પડતી**—મહમૂદ ગઝનવી પછી લગભગ ૨૦૦ વરસ લગી હિંદમાં શાન્તિ રહી. ઈ૦ સ૦ ૧૧૯૧માં બીજો શત્રુ નિકળી આવ્યો. તેનુ નામ મહમૂદ ઘોરી હતું. તે પણ અફગાનિસ્તાનમાં રાજ્ય કરતો હતો. આ વખતે હિંદમાં રજપૂત રાજ્યોમાં ત્રણ મુખ્ય હતાં—દિલ્હી, કનોજ, તથા ગુજરાત, દિલ્હીમાં **પૃથ્વિરાજ** રાજ્ય કરતો હતો. એ શૂરો, પરાક્રમી રાજા આખા હિંદમાં પ્રખ્યાત હતો. કનોજમાં **જયચંદ્ર** રાજા અમલ ચલાવતો હતો. જો કે એનું રાજ્ય ઘણુ મોટું ગણાતું હતું પણ બહાદુરીમાં તે પૃથ્વિરાજની બરોબરી કરી શકતો ન હતો, તેથી પૃથ્વિરાજની તે અદેખાઇ કરતો હતો. ગુજરાતની ગાદી પર **ભોળો ભીમ** હતો. એ સમર્થ યોધ્ધો હતો પણ પૃથ્વિરાજ અને એની વચ્ચે બનાવ ન હતો.

કનોજના રાજા જયચંદ્રને સંયુક્તાં નામની પુત્રી હતી. દિલ્હીના પૃથ્વિરાજને તે ચાહતી હતી. પણ તેના પિતા અને પૃથ્વિરાજ વચ્ચે શત્રુભાવ હતો. જયચંદે સંયુકતાના સ્વયંવરમાં બધા રાજાઓને ઇજન કીધું, પણ પૃથ્વિરાજને બોલાવ્યો નહિ. અને સ્વયંવર મંડપના બારણા આગળ પૃથ્વિરાજનું પુતળું ઉભું કર્યું, જાણે પૃથ્વિરાજ માત્ર દ્વારપાળ હોય. સંયુકતા વરમાળા લઇ મંડપમાં આવી, અને બધા રાજાઓને જોતી જોતી છેક બારણા આગળ આવી અને પૃથ્વિરાજના પુતળાને માળા પેહરાવી. પૃથ્વિરાજ જે ત્યાં વેશ બદલીને ઉભો હતો તેણે સંયુકતાને ઉંચકી પોતાના ઘોડાપર બેસાડી મારતે ઘોડે દિલ્હી આવી પોહચ્યો અને ત્યાં સંયુકતાને પરણ્યો.

જયચંદે પોતાને જે અપમાન થયું તેનું વેર લેવાને ઘણું નીચ કર્મ કર્યું. તેણે શાહબુદીન ઘોરી ( મહમૂદ ઘોરી )ને સમજાવ્યો કે તું દિલ્હીપર ચઢાઇ કર. મહમૂદ ઘોરીને પણ હિંદની દોલત લુંટવાનું મન થયું. વળી તેને કેહવામાં આવ્યું હતું કે હિંદના બે બળવાન રાજાઓ પૃથ્વિરાજના શત્રુ છે માટે તેને કોઇ મદદ કરશે નહિ. ઇ. સ. ૧૧૯૧માં ઘોરી શાહે હિંદ પર ચઢાઇ કરી. પૃથ્વિરાજ તેની સામો ગયો અને થાનેશ્વરની લડાઈમાં તેને હરાવ્યો. બે વરસ રહીને ૧૧૯૩માં મહમૂદ ફરી હિંદપર ચઢી આવ્યો. ફરીથી થાનેશ્વર આગળજ યુદ્ધ થયું. પણ આ વખતે પૃથ્વિરાજ હાર્યો અને કેદ પકડાયો. વિજયી રાજાઓ હમેશ કેદ પકડાયલા રાજાઓ સાથે માન તથા દયાથી વર્તતા હતા. પણ મહમૂદમાં એવા ઉદાર ગુણ ન હતા. તેણે પૃથ્વિરાજને ગર્દન માર્યો.

આ પ્રમાણે દિલ્હીનું હિંદુ રજપૂત રાજ્ય અફગાનોને હાથ ગયું. પણ જયચંદે જે નીચ કામ કીધું તેનું ફળ તેને થોડીવારમાં મળ્યું. દિલ્હી લીધા પછી બીજેજ વર્ષે, (૧૧૯૪માં) મહમૂદ ઘોરીએ જયચંદ સાથે લડાઈ કરી. તેને હરાવ્યો અને તેનું પાયતખ્ત શેહેર કનોજ લઇ લીધું. મહમૂદ ગઝનવીનો વિચાર હિન્દુસ્થાન લુટવાનો હતો, પણ મહમૂદ ઘોરીનો વિચાર તો હિન્દ પર રાજ્ય કરવાનો હતો. તેથી તેણે પોતાના માનીતા સરદાર કુતુબુદીનને હિન્દુસ્થાનનો સુબો બનાવ્યો અને પોતે અફગાનિસ્તાન ગયો. કુતુબુદીને પંજાબથી બંગાલ સુધીનો બધો મુલક તાબે કર્યો. મહમૂદ થોડા વખતમાં મરી ગયો એટલે કુતુબુદીન હિંદનો પાદશાહ થયો. આ પ્રમાણે કુસંપને લીધે હિંદમાં પરદેશીઓનું રાજ્ય સ્થપાયું. (૧૨૦૬)

## પ્રકરણુ ૩ જું.

હિન્દુસ્થાનની સ્વતંત્રતા ગઇ. હિંદુ ધર્મનો અસ્ત થયો. પારસી ધર્મનો જેમ ઇરાનમાં નાશ થયો તેમ હિંદુ ધર્મનો સમૂળો નાશ તો નજ થયો તોપણ ઘણા પવિત્ર સ્થળો અપવિત્ર થયાં, જૂના નામાંકિત દેહરાં તથા મંદિરોનું ખંડન થયું, અને સુધારાની ટોચે ચઢેલી એક જૂની કુલીન પ્રજા એક જોરાવર પણ ધર્માંધ પરદેશી લોકને તાબે થઇ. જ્યાં ધર્મ તથા જાન માલની સલામતી નહિ ત્યાં વિદ્યા કળા કૌશલ્યનો, સુધારાનો નાશ થાય છે તેમ ઘણા વર્ષો લગી વિદ્યા કળાનો દેશમાંથી લોપ થયો.

**પરદેશી અમલ**—હિંદુસ્થાનનો પેહેલો મુસલમાન પાદશાહ કુતુબુદીન હતો. તે મહમૂદ ઘોરીનો ગુલામ હતો પણ તેની ચાલાકીને લીધે મહમૂદે તેને લશ્કરનો સરદાર બનાવ્યો. કુતુબુદીન અસલ ગુલામ હતો તેથી એનો વંશ ગુલામ વંશ કહેવાય છે. એણે દિલ્હીની પાસે એક સુંદર ઉંચો મિનારો બંધાવ્યો હતો. તેને કુતુબ મિનાર કહે છે. એ વંશ ૧૨૦૬થી ૧૨૮૮ લગી ચાલ્યો.

**ખિલજી વંશ**—ગુલામ વંશ પછી ખિલજી વંશ શરૂ થયો. એ વંશનો સૌથી પ્રખ્યાત પાદશાહ અલાઉદ્દીન હતો. પંજાબથી બંગાલ સુધી આખું ઉત્તર હિંદુસ્થાન દિલ્હીને તાબે હતું. પણ ગુજરાતમાં તથા દક્ષિણમાં હજી હિંદુ રાજાઓ રાજ્ય કરતા હતા. હવે અલાઉદ્દીને ગુજરાત તથા દક્ષિણ પર ચઢાઇ કરી, અને ત્યાંના જૂના હિંદુ રાજ્યોનો અંત આણ્યો. આપણા ગુજરાતનો છેલ્લો હિંદુ રાજા કરણ હતો. તે

ઘણો મમતી તથા અવિચારી હતો તેથી એનુ ઉપનામ " વેલો " પડયું હતું. કરણે એના પ્રધાન માધવનુ અપમાન કર્યું. માધવ કુલીન બ્રાહ્મણ હતો. એણે પણ ક્રોધના આવેશમાં મૂર્ખાઇ ભર્યું કામ કર્યું. કોઇ હિંદુ રાજાની મદદ લઇ કરણને સજા કરવાને બદલે એણે દિલ્હી જઇ અલાઉદ્દીનને ગુજરાત ઉપર ચઢાઇ કરવાને અરજ કરી. ( પુછો કે આગળ એવો દેશદ્રોહી કોણ થઇ ગયો ). થોડા વખતમાં મુસલમાન લશ્કર તીડની પેઠે ગુજરાત ઉપર તુટી પડયું. કરણ પોતાના શૂરા રજપૂતોને લઈ સામો ગયો. જોકે થોડા હતા તોએ કરણ અને તેના રજપૂતો સીંહની પેઠે લડયા. સાંજ પડતાં જ્યારે મુસલમાન સરદારે જોયું કે રજપૂતો ડગતા નથી ત્યારે તેણે લડાઈ બંધ કરી કરણને કહેવાડયું કે કાલે સૂર્ય ઉગ્યા પછી આપણે લડાઇ શરૂ કરીશું. રજપૂતો સરળ અને એકવચની હોય છે. તેઓએ શત્રુના કેહેણ પર ભરોસો રાખી ચોકસાઈ રાખી નહીં. અફગાનો જુદ્ધીનોને કાફર કેહે છે અને તેમની જોડે દગો કરવામાં કશું ખોટું સમજતા નથી. એક પોહોર રાત રહી હતી. રજપૂતોમાં કેટલાક સુતા હતા, કેટલાક મહાભારત તથા રામાયણના આખ્યાન સાંભળતા હતા એટલામાં એકાએક 'અલ્લાહ અકબર 'ની બુમ સંભળાઇ. આ ઓચિંતા હુમલાથી રજપૂતો પોતાની હાર ગોઠવી શકયા નહિ. તેઓમાં ભારે કતલ ચાલી. મૂળે હતા થોડા તેમાં વળી ગેર બંદોબસ્તે લડવું પડયું, તેથી રજપૂત લશ્કર ઘેરાઇ જાત, પણ બાકી રહેલા રજપૂતો ઘાયલ થયલા કરણને લઇ હટી ગયા. તેઓ આમતેમ વેરાઈ ગયા, કરણ કયાં ગયો તેનો પતો લાગ્યો નહિ. આખું ગુજરાત અફગાનોએ જીતી લીધું, ( ૧૨૯૭ ). ત્યાર પછી અલાઉદ્દીને દક્ષિણ પર ચઢાઈ કરી અને ત્યાંનાં જૂના હિન્દુ રાજ્યો તાબે

કર્યો. આખું હિન્દુસ્થાન મુસલમાન સત્તા તળે આવ્યું. ખિલજીવંશ ૧૨૩૧માં પુરો થયો.

**ખિલજીવંશ પછી તગલખવંશ શરૂ થયો**—એ વંશમાં ઘણો જાણીતો પાદશાહ મહમદ તગલખ હતો. જેમ હિંદુ રાજ્યોપર અફ્ગાનો હુમલો કરતા હતા તેમ હવે અફ્ગાનોપર મુગલ લોકો હુમલો કરવા લાગ્યા. એ મુગલ લોકો કોણ હતા તે આગળ કેહવામાં આવશે. મહમદ તગલખના વખતમાં મુગલ રાજા તૈમુર હિંદપર ચઢી આવ્યો. એણે હિન્દુ તેમજ અફ્ગાનોને લુટયા અને કરોડો રૂપીયાની દોલત લઇ ગયો. એ પગે લંગડો હતો તેથી એને તૈમુરલંગ કેહતા હતા. તગલખવંશ ૧૪૧૨માં પૂરો થયો.

તગલખ પછી સૈયદવંશ અને ત્યાર બાદ લોદીવંશ એમ બે વંશ એક પછી એક થયા. લોદીવંશનો છેલ્લો રાજા ઇબ્રાહીમ લોદી હતો. એના વખતમાં મુગલ રાજા બાબર હિંદપર ચઢી આવ્યો, ઇબ્રાહીમને પાણિપતની લડાઇમાં હરાવ્યો (૧૫૨૬). આ પ્રમાણે અફ્ગાન અથવા પઠાણ રાજ્યનો છેડો આવ્યો. પઠાણોનો સને ૧૨૦૬થી ૧૫૨૬ લગી એટલે ૩૨૦ વરસ સુધી અમલ ચાલ્યો.

## પ્રકરણ ૪ થું.

**મુગલ લોકો**—ઈરાનની ઉત્તરે સિહૂન અથવા જગઝાર્ટિસ નદીને પેલે પાર તુર્કસ્તાનનો મુલક છે. અસલના ઇરાનીઓ તે મુલકને તૂરાન કહેતા. એ તુર્ક અથવા તુરાની લોકો આર્યો જેવાજ હતા, એટલે તેઓ

કદે ઉંચા, ગોરા તથા ખુબસુરત હતા. તુર્કસ્તાનની પૂર્વે મંગોલીઆ દેશ છે. ત્યાંના લોક **મોંગલ** કહેવાતા હતા. અફગાન પાદશાહોના સમયમા એ તુર્ક લોકો ઘણીવાર લૂટ કરવાને હિંદુસ્થાન પર ચઢી આવતા. તે વખતે ભૂલથી હિંદુસ્થાનના લોકો એ લોકોને મુગલ કહેતા હતા. તેથી ઇતિહાસમાં પણ એમને મુગલ કહ્યા છે. તૈમુરના વખતની સહેજ પહેલાં મુગલ લોકો પોતાનો અસલ પારસી ધર્મ છોડી મુસલમાન થયા હતા તો પણ પારસી રીત રસમ તેઓમાં લાંબો વખત સુધી ચાલુ હતાં અને પારસી રોજ માહ તો છેક જહાંગીરના વખત સુધી તેઓમાં ચાલતા હતા.

**મુગલવંશ**—હિન્દુસ્થાનના મુસલમાન પાદશાહોમાં સૌથી ડાહ્યા, ભલા, અને દયાળુ તે મુગલ પાદશાહો હતા. અફગાન પાદશાહો કરતાં બધી રીતે મુગલ પાદશાહો ચઢિયાતા હતા—ઔરંગઝેબ સિવાય બધા પાદશાહો ઇનસાફી તથા મોટાં દીલના હતા, અને પોતાની હિન્દુ રૈયતને મુસલમાન રૈયત વચ્ચે કશો તફાવત રાખતા નહિ. ઔરંગઝેબ પણ ઘણો બાહોશ રાજા હતો પણ તેનામાં ધર્માંધપણું ઘણું હતું. તેણે હિન્દુઓ ઉપર જઝીયા વેરો નાખ્યો, તેઓના દહેરાનો નાશ કર્યો અને તેઓપર અતિશય જુલમ કીધો. જે લોકો મુસલમાન ન હોય :(જેવા કે હિંદુ પાર્સી, ખ્રિસ્તી) તેઓ ઉપર એક વધુ કર નાખવામાં આવતો હતો, તેને જઝીયા વેરો કહેતા હતા, આ જુલમનું પરિણામ એ થયું કે મુગલ રાજ્યની પડતી ઔરંગઝેબ પછી થોડાજ વખતમાં થઇ. એ વંશ ઇ૦ સ૦ ૧૫૨૬થી ૧૭૪૮ સુધી ચાલ્યો.

**બાબર**—તૈમૂરથી પાંચમી પહેડીએ બાબર હતો. તૈમૂરના મરણ પછી તેનું મહાન રાજ્ય ભાંગી પડયું. અને તેના નાનાં નાનાં રાજ્યો

બન્યાં, તેમાં ખોકંદનું રાજ્ય બાબરના બાપનું હતું. બાપના મરણ પછી બાબર ગાદીએ બેઠો. પણ તેના કાકાએ તેને હરાવી કહાડી મૂક્યો. ત્રીસ વરસ સુધી બાબરે પોતાનું રાજ્ય મેળવવા યત્ન કર્યું પણ ફોકટ. આખરે કંટાળી હિંદુકુશ પર્વત ઓળંગી બાબર અને તેના મુગલ લડવૈયાઓ અફગાનીસ્તાન આવ્યા. અફગાનો બહાદુર તથા જબરા હોય છે, પણ ઉત્તરના થંડા મુલકમાંથી અવેલા મુગલો તેઓ કરતાં વધારે મજબુત હતા. બાબરે અફગાનીસ્તાન જીત્યું અને ત્યાં રાજ્ય કરવા માંડયું. પણ બાબરનો ડોળો હિંદુસ્તાન જીતવા ઉપર હતો. હિન્દ જેવો ફળદ્રુપ તથા દોલતથી છલાછલ ભરેલો દેશ જોઇ તેનું મન થયું કે હિન્દુસ્તાન જીતી ત્યાં રાજ્ય સ્થાપવું. તે વખતે દિલ્હીની ગાદી ઉપર લોદી વંશનો છેલ્લો રાજા ઇબ્રાહીમ લોદી હતો. તે નબળો હતો, પંજાબના સૂબા દોલતખાને બંડ ઉઠાવ્યું અને બાબરની મદદ માંગી. બાબરને તો એવી તક જોઇતી હતી. તે ૧૩ હજાર લડવૈયા લઇ સિંધુ નદી ઓળંગી આવ્યો. ઇબ્રાહીમ અફગાન સિપાહીઓ લઇ સામો આવ્યો. પાણીપત આગળ યુદ્ધ થયું (૧૫૨૬). પઠાણો મહમદ ઘોરીના વખતમાં જેવા હતા તેવા અમણા તેઓ ન હતા. એશઆરામ તથા મોજમઝાથી તથા હિન્દ જેવા ગરમ દેશમાં રહેવાથી તેઓ નબળા થઇ ગયા હતા. તેમનું શુરાતન ગયું હતું. મુગલોની રહેણી ઘણી સાદી હતી, તેઓ ખડતલ અને મહેનતુ હતા અને થંડા દેશમાંથી આવેલા તેથી શરીરે લઠ્ઠ અને બળવાન હતા. બાબરે ઇબ્રાહીમના લશ્કરને સહેલાઇથી હરાવ્યું. ઇબ્રાહીમ માર્યો ગયો અને બાબર દિલ્હીની ગાદી ઉપર બેઠો. (આળસ તથા મોજમઝાના માઠાં ફળની સમજ પાડવી).

**હિન્દની સ્થિતિ**—બાબર દિલ્હીની ગાદીએ બેઠો, પણ તેથી

તે હિંદુસ્તાનનો માલેક થયો નહિ, કેમકે સૈયદ તથા લોદી વંશના વખતમાં હિંદમાં ઘણા હિંદુ તથા મુસલમાન રાજ્યો દિલ્હીથી સ્વતંત્ર થયાં હતાં. બંગાલ, ગુજરાત, માળવામાં પઠાણ રાજા રાજ્ય કરતા હતા. રજપુતાનામાં રજપૂત રાજ્યો સ્વતંત્ર થઇ ગયાં હતાં. તેથી બાબરને એ બધાં રાજ્યો સાથે લડવું પડયું હતું. એક પછી એક બધાંને તેણે તાબે કીધાં. ૧૫૩૦ સુધીમાં એણે ગુજરાત સિવાય આખું ઉત્તર હિન્દુસ્તાન તાબે કર્યું હતું. અને તેજ વરસમાં તે મરી ગયો.

**બાબરનું મરણ**—એના મરણની વાત જાણવા જોગ છે. એના વડા દીકરા હુમાયુંને સખત બીમારી થઇ. ઘણા ઉપાયો કરવા છતાં તેને કશો ફેર પડયો નહિ. તેના એક ઘરડા સરદારે કહ્યું "તમારી કોઇ ઘણી કિમતી વસ્તુ ઇશ્વરને અર્પણ કરો, અને અરજ કરો કે તમારા દીકરાને સાજો કરે; પેલો હીરો જે તમને મળ્યો છે તે ગમે તો અર્પણ કરો," બાબર બોલ્યો "ના, ના, એ હીરા કરતાં મારો જીવ વધારે કિંમતી છે, તે હું અર્પણ કરીશ." એમ કહી તેણે હુમાયુના બીછાનાની આસપાસ સાત પ્રદક્ષિણા કીધી અને સાતમી પ્રદક્ષિણા કરતાં તે બોલ્યો "મેં હરી લીધું છે, બધું દુઃખ હરી લીધું છે." અજાયબ જેવી વાત એ બની કે તે દિવસથી હુમાયુ સાજો થયો અને બાબર માંદો પડયો અને થોડા વખતમાં મરણ પામ્યો. (૧૫૨૬–૧૫૩૦).

**હુમાયું**—બાબર પછી તેનો વડો દીકરો હુમાયું ગાદીએ બેઠો એ એના બાપ જેવોજ બહાદુર હતો, પણ તેટલો ચાલાક ન હતો. જરા આળસુ હતો. તે ઘણોજ માયાળુ અને ઉદાર દીલનો હતો. મરતી વખતે બાબરે હુમાયુંને કહ્યું "બેટા, જો ઇશ્વર કૃપાથી તને ગાદી મળે તો તારા ભાઇઓ પર માયા રાખજે." હુમાયુને એવું કહેવાની

જરૂર ન હતી કેમકે તે ઘણા ઉદાર મનનો હતો. ગાદી પર બેસતાંજ એણે પોતાના ભાઇ કામરાનને અફગાનીસ્તાન આપી દીધું. બીજા ભાઇઓને બીજા પ્રાંતો આપ્યા, પણ એ ભાઇઓ દગાખોર નીકળ્યા અને હુમાયુને સંકટ સમયે મદદ કરી નહિ.

**શેરખાન**—બંગાલમાં અફગાનો પૂરેપૂરા તાબે થયા ન હતા. તેઓનો સરદાર શેરખાન ઘણો બાહોશ હતો. તેણે બાબરના મરણ વિષે ખબર સાંભળી બળવો ઉઠાવ્યો. હુમાયુ તેની સામે ગયો. તે વખતે ચોમાસું પૂર જોરમાં બેસી ચુકયું હતું, તેથી તેના સિપાહીઓ ઘણા મરી ગયા. હુમાયુ પાછો હઠયો, બકસર આગળ બન્ને વચ્ચે કરાર થયા. પણ તેજ રાત્રે શેરખાને દગો કરી ઓચિંતો હુમલો કીધો અને ઉંઘતા મુગલો પર છાપો માર્યો. હુમાયુંનું લશ્કર ગભરાઇ ગયું અને મહા મુશ્કેલીએ તે દિલ્હી જવા પામ્યો. હુમાયુએ તેના ભાઇઓની મદદ માગી પણ તેઓએ ના કહી. શેરખાને નહાસતા મુગલોની પૂઠ પકડી અને દિલ્હી આવ્યો. હુમાયુ નાઠો, અને રખડતો રઝળતો સિન્ધ આવ્યો. અહિં ઉમરકોટ શહેરમાં તેના દીકરા અકબરનો જન્મ થયો, સિન્ધથી નીકળી તે ઇરાન ગયો અને ત્યાંના પાદશાહ શાહ તહમાસ્પે તેને આસરો આપ્યો. ૧૫૪૦.

**હુમાયુંનું ફરી આવવું**—પંદર વરસ લગી (૧૫૪૦-૧૫૫૫) હુમાયુને રખડવું પડયું, શાહ તહમાસ્પે હુમાયુને એક લશ્કર આપ્યું. તે વડે તેણે અફગાનીસ્તાન જીત્યું અને પોતાના દગાખોર ભાઇ કામરાનને નસાડયો. એ પંદર વરસમાં હિંદમાં શું બન્યું તે જોઇએ. શેરખાને શેરશાહ એ નામ ધારણ કરી દિલ્હીમાં રાજ્ય કરવા માંડયું તેણે પાંચ વર્ષ રાજ્ય કીધું. (૧૫૪૦-૧૫૪૫). એ ઘણો ખબરદાર હતો

પણ શરણે આવેલા શત્રુ પર કદિ દયા કરતો નહિ અને આપેલું વચન પાળતો નહિ. એના પછી એના દીકરાએ પણ ઠીક રાજ્ય કર્યું. તેના પછી એનો ભાઇ આદીલશાહ ગાદીએ બેઠો પણ તેનામાં હોશીયારી ન હતી. એ તકનો લાભ લઈ હુમાયુ લશ્કર લઇને કાબુલથી આવ્યો અને આદીલને હરાવી ગાદીએ બેઠો. પણ હુમાયુ લાંબો વખત સુધી રાજ્ય કરી શકયો નહિ. એક વખતે તે મહેલની પત્થરની સીડી ઉપર ચઢતો હતો. તેટલામાં તેણે મુલ્લાંની બાંગ સાંભળી, તેથી લાકડી ટેકવી તે જરા ઉભો રહયો. આરસના પગથીઆં પરથી લાકડી સરી ગઇ અને હુમાયુ નીચે પડયો. તે બે ચાંર દિવસમાં મરણ પામ્યો. તેણે ૧૫૩૦-૧૫૪૦ લગી રાજ્ય કીધું; અને ૧૫૪૦-૧૫૫૫ પંદર વર્ષ રખડયા કીધું, ૧૫૫૬માં તે દિલ્હી આવ્યો અને તેજ વરસે મરણ પામ્યો.

**અકબર**—હિંદુસ્તાનના મુસલમાન પાદશાહોમાં સૌથી બલો, પ્રખ્યાત, અને ડાહયો રાજા અકબર હતો. ખરૂં કહીએ તો દુનિયામાં જે મહાન રાજાઓ થઈ ગયા છે તેમાંનો એક અકબર હતો. એનો ફુઓ બહેરામખાન એનો રક્ષક હતો કેમકે અકબર ગાદીએ બેઠો ત્યારે તેની ઉમર માત્ર ૧૩ વર્ષની હતી, આદિશશાહનો પ્રધાન હેમુ નામનો એક હિન્દુ હતો. તે આદિલશાહના પુંત્રને લઇને સામો લડવા આવ્યો ફરી પાણીપત આગળ યુધ્ધ થયું તેમાં હેમુ તથા પઠાણો હાર્યા, અને મુગલ સત્તા ફરી દિલ્હીમાં સ્થપાઈ. બહેરામે પાંચ વરસ રક્ષકનું કામ કર્યું પછી અકબરે સત્તા પોતાના હાથમાં લીધી.

**અકબરની રાજ્યનીતિ**—અકબર નાનો હતો પણ વિચારવંત. દુરઅંદેશ અને બહાદુર હતો. આ ગુણો એનામાં નાનપણુથી આવ્યાં

હતાં ; તેનું કારણ એ હતું કે એણે નાનપણમાં બહુ સંકટો વેઠયાં હતાં. જેઓ નાનપણમાં ગરીબાઇ અને સંકટ તથા આપદામાં ઉછરી મોટાં થાય છે તેઓ ઉદ્યોગી, ડાહ્યાં પોતાપર આધાર રાખનારા હોય છે. અકબર પાસે માત્ર પંજાબ અને દિલ્હીની આસપાસનો મુલક હતો. ગયલું રાજ્ય પાછું મેળવવાં શું કરવું ? એણે જોયું કે મુગલો થોડા હતા અને અફગાનોનાં તો મોટાં રાજ્યો હતાં. તેથી તેણે દીર્ઘદૃષ્ટિ વાપરી રજપૂતો સાથે દોસ્તી કરવાનો વિચાર કર્યો. જો રજપૂતોની સહાયતા મળે તો તે આખું હિંદુસ્થાન જીતી શકે—એવો વિચાર કરી અકબરે પ્રથમ રજપૂતના ઉપર ચઢાઇ કરી. અને જેપુર, જોધપુર વગેરે રાજ્યોને તાબે કીધાં. અને પછી તરતજ તેણે પોતાની રાજ્યનીતિ જાહેર કરી. તેણે રજપૂતોને કહેવડાવ્યું કે " હું કાંઇ તમારો દેશ લૂટવા, તમારાં શહેરો તથા ગામોનો નાશ કરવા અથવા તમારો પવિત્ર દહેરાંનું ખંડન કરવા આવ્યો નથી. હું તો તમારી દોસ્તી માગું છું. તમારાં રાજ્ય તમે સુખે રાખો, મારે તે જોઇતાં નથી. જેમ અસલ દિલ્હીનો રાજા તે રાજાધિરાજ એટલે શહેનશાહ ગણાતો તેમ તમારે મને ગણવો." રજપૂતોએ એ શરત કબુલ કીધી. હવે રજપૂત લશ્કર મુગલ લશ્કર સાથે જોડાઇ ગયું અને એવાં એકત્ર લશ્કરની સરદારી અકબરે રજપૂત શાહજાદાઓને આપી. આથી રજપૂતોનો વિશ્વાસ અકબર ઉપર બેઠો. ઘણા રજપૂતોને અકબરે મોટી મોટી પદવીઓ રાજમાં આપી.

**અકબરની જીતો**—રજપુતોની સહાયતા વડે એક પછી એક બધાં અફગાન રાજ્યો—ગુજરાત, બંગાલ, સિન્ધ વગેરે જીતી આખું હિંદુસ્તાન તાબે કીધું. હવે મુગલ રાજ્ય બરોબર ફરીથી સ્થપાયું.

**રાણા ઉદેસિંહ**—ચિતોડના રાણા રજપુતાનામાં સર્વોપરી ગણાતા હતા. ચિતોડનો રાણો ઉદેસિંહ અકબરને તાબે થયો નહિં. અકબર મોટાં લશ્કર સહિત ચઢી આવ્યો. રાણા તથા તેના બહાદુર રજપુતોએ ચિતોડનો બચાવ કીધો પણ આખરે લશ્કર ખૂટયું. રાણો નીકળી નાઠો અને અરવલી પર્વતની પડોસમાં ઉદેપુર નામનું નવું શહેર વસાવ્યું. ચિતોડમાં રહેલા રજપુત મરણીઆ બની ગયા. તેઓએ પોતાની સ્રીઓને બાળી મૂકી કે મુસલમાનોને હાથ ન જાય અને પોતે કેસરીઆં કીધાં—એટલે કેસરે રંગેલાં કપડાં પહેરી, હાથમાં તલવાર લઈ શહેર બહાર નીકળી પડયા અને એકેએક શૂરવીર માર્યો ગયો ત્યાં સુધી લડયા. અકબરે ચિતોડ લીધું પણ તે શહેર તારાજ થઈ ગયું હતું.

**રાણા પ્રતાપ**—ચિતોડ ગયા પછી ચાર વર્ષે ઉદેસિંહ મરણ પામ્યો. એના પછી પ્રતાપરાણો ગાદીએ બેઠો. એણે મુગલો સાથે મોટું જંગ મચાવ્યું. અકબરનો વડો દીકરો સલીમ અને જેપુરનો માનસિંહએ મોટું સૈન્ય લઇ પ્રતાપ સામે લડવા આવ્યા. અરવલી પર્વતના હલદીઘાટ આગળ મોટું યુધ્ધ થયું. પ્રતાપનું નાનું લશ્કર છતાં તેણે શત્રુને અટકાવી રાખ્યા. આ પ્રસંગે પ્રતાપે અદભૂત શૌર્ય તથા પરાક્રમ બતાવ્યાં. જ્યાં સલીમનો હાથી હતો અને જ્યાં યુધ્ધ ખુબ મચી રહ્યું હતું ત્યાં તે ધસ્યો. સલીમ હાથીપર હતો અને પ્રતાપ ઘોડાપર હતો. પણ પ્રતાપનો ઘોડો ચેતક એના માલેક જેવોજ શૂરો હતો. તે સલીમના હાથીપર પગ મુંકી ઉંચો થયો. પ્રતાપે પેહલાં તો માવતને વીંધી નાખ્યો અને પછી પોતાનો ભાલો સલીમને માર્યો, પણ હોદ્દાને લોઢાંના પતરાં જડેલાં હતાં તેથી સલીમ બચી ગયો. અને તેનો હાથી ત્યાંથી

હઠી ગયો. આજ લગી પ્રતાપ તથા તેના ચેતક ઘોડાનાં પરાક્રમોની વાતો ઘણા અભિમાન તથા હર્ષ સાથે યાદ કરવામાં આવે છે. પ્રતાપનું લશ્કર ખુટયું અને તે હઠીને અર્વલીનાં ડુંગરાઓમાં લડવા લાગ્યો, મુગલો કંટાળ્યા અને પાછા ફર્યા. અસંખ્ય સંકટો વેઠયા છતાં પ્રતાપે પોતાનું શિર નમાવ્યું નહિ. અકબર પણ મોટાં દિલનો રાજા હતો, તેણે આવા સુરવીર સાથે લડવાનું માંડી વાળ્યું, અને તેનાં ઘણાં વખાણ કર્યાં. હવે પ્રતાપે ઉદેપુરમાં નિરાંતે રાજય કર્યું.

**ચાંદ બીબી**—આ વખતે દક્ષિણમાં ત્રણ મુસલમાન રાજયો હતાં—અહમદનગર, ગોલકોન્ડા. અને બીજાપૂર. વળી મહિસુર ત્રાવણકોર વગેરે હિન્દુ રાજયો પણ હતાં. અકબરે દક્ષિણ જીતવાનો વિચાર કીધો. પહેલી લડાઇ અહમદનગર સાથે થઇ. અકબરના શાહજાદા મુરાદે અહમદનગરને ઘેરો નાખ્યો. પણ ત્યાંની રાણી ચાંદ બીબીએ ઘણીજ બહાદુરીથી શહેરનો બચાવ કર્યો. અને મુંગલોને પાછું હઠવું પડયું. પણ ત્યાર પછી ચાંદબીબીને તેના કોઇ સરદારે દગાથી મારી નાંખી. હવે અકબર પોતે ચઢી આવ્યો અને અહમદનગરના રાજયને તાબે કર્યું પણ લડાઇની ખુનરેજીથી કંટાળી તેણે ગોવલકોંડા અને બીજાપુર સાથે લડવાનું માંડી વાળ્યું.

**અકબરનો ધર્મ**—અકબર બધા ધર્મો તથા પએગામબરોને માન આપતો. તે કહેતો કે "બધા ધર્મ ખરા છે; જો કોઇ માણસ સદાચરણથી ચાલશે તો તેને પરમેશ્વર મળશે, પછી તે મુસલમાનોની મસીદમાં જાય, કે હિન્દુઓના મંદિરમાં જાય યા તો ખ્રિસ્તીઓના દેવલમાં જાય." અકબરે જઝીયાવેરો બંધ કીધો. અને પોતાની રૈયતને પોતપોતાનો ધર્મ પાળવાની પરવાનગી આપી. એણે સતીનો ચાલ તથા

બાળલગ્ન બંધ કર્યાં. બધા ધર્મનો સાર કહાડી એણે એક નવો ધર્મ ચલાવ્યો જેનું નામ **દીને ઇલાહી** હતું. એમાં ખુરશેદની સામા ઉભા રહી બંદગી કરવાનું ફરમાવ્યું હતું. અને એની દરબારમાં ચેરાગ રોશન થતો ત્યારે બધા ઉઠી ચેરાગનો નમસ્કાર કરતા હતા. અને ઇરાનના પારસી પાદશાહોની પેઠે પોતાના મહેલમાં સદા આતશ રોશન રાખતો.

**અબુલ ફઝલ**—અકબરની દરબારમાં ઘણા પ્રખ્યાત માણસો હતા. તેઓમાં સૌથી મોટો અને અકબરનો માનીતો અબુલ ફઝલ હતો. એ ઘણો હોશીયાર તથા વિદ્વાન માણસ હતો. એનો સ્વભાવ ઘણો નમ્ર હતો અને એ બધા ધર્મને માન આપતો હતો. અકબર એને પોતાના ભાઈ જેવો ગણતો અને ચહાતો હતો. એણે **આઇને અકબરી** નામનું પુસ્તક લખ્યું છે તેમાં અકબરના કાયદા તથા રાજ્ય વહીવટનું વર્ણન કરેલું છે.

**રાજા ટોડરમલ**—જમીનનું મ્હેસૂલ ઉઘરાવવાનું કામ ટોડરમલને સોપ્યું હતું એણે આખા રાજયના ૧૮ ભાગ કીધા. દરેક ભાગ સુબાહ કહેવાતો અને ત્યાંના ઉપરી અમલદાર સુબેહદાર એટલે ગવર્નર કહેવાતો. આખા રાજયમાં એણે જમીનની માપણી કરી વાજબી દર ઠરાવ્યા હતા.

**રાજા માનસિંહ**—એ જેપુરના રાજાનો છોકરો હતો. મોટા સરદારોમાંનો એ એક હતો. એના પર અકબરનો ઘણો વિશ્વાસ હતો. એની બેન સલીમ સાથે પરણી હતી.

**બીરબલ**—એ ઘણો હાજર જવાબી માણસ હતો અને અકબરના દરબારમાં બધાઓને બહુજ રમુજ આપતો અને હસાવતો. એ

એક ચુસ્ત હિંદુ હતો. બીરબલની વાતો આજે પણ ઘણી ઉલટથી વંચાય છે. એ પણ એક મોટો સરદાર હતો અને લડાઇમાં માર્યો ગયો હતો.

**તાનસેન અને ગંગ**.- તાનસેન એક કુશળ ગૈવયો હતો અને ગંગ એક મોટો કવિ હતો. અકબરનું રાજ્ય ૧૫૫૬થી ૧૬૦૫ સુધી લગભગ ૫૦ વરસ સુધી ચાલ્યું.

## પ્રકરણ ૫મું.

અકબર પછી તેનો વડો દીકરો **સલીમ** ગાદીએ બેઠો. એણે પોતાનું નામ **જહાંગીર** રાખ્યું, અને ઇતિહાસમાં એજ નામથી ઓળખાય છે. એ દયાળુ હતો પણ એનામાં અકબર જેટલી બુધ્ધિ કે શૌર્ય ન હતાં. એ ઘણો વિલાસી માણસ હતો અને પોતાનો ઘણો વખત મોજમઝામાં કહાડતો.

**નૂરજહાન**—એ એક ઇરાની બાનુ હતી. એના માબાપ ઘણાં ગરીબ હતાં તેથી તેઓ પોતાના ગુજરાનને માટે હિન્દુસ્થાન આવ્યાં. ઇરાનથી આવતાં રસ્તામાં એનો જન્મ થયો. એવું કેહવાય છે કે ગરીબાઇને લીધે એની માએ એને રસ્તા પર મૂકી દીધી, અને પોતે જરા દૂર એક ઝાડીમાં સંતાઈ બેઠી, એવી આશાથી કે કોઇ આવતો જતો રાહદારી એને ઉંચકી લે. એક પૈસાદાર વેપારી ત્યાંથી જતો હતો. તેણે એ બાળકને ઉંચકી લીધું અને પોતાની છોકરી તરીકે એને ઉછેરી. એ વેપારી મોટો સોદાગર હોવાથી અકબરના ઝનાનામાં આવતો જતો હતો, અને એની છોકરી એની સાથે જતી. અહિ જહાંગીરે એને જોઇ

અને એની જોડે પરણવાની ઇચ્છા દેખાડી. પણ અકબરને એ વાત પસંદ ન પડી. તેના બાપે એને એક ઇરાની સાથે પરણાવી અને અકબરે તેને બંગાલમાં એક જાગીર આપી મોકલ્યો. જહાંગીર જ્યારે ગાદીએ બેઠા ત્યારે નૂરજહાંનના વરને મારી નાંખ્યો અને નૂરજહાન સાથે પરણ્યો. એનું અસલ નામ તો મેહેર-ઉન-નિસા હતું, પણ હવે જહાંગીરે નૂરજહાં (એટલે દુનીયાનું તેજ) એ નામ પાડયું. એ બાઇ અસાધારણ બુદ્ધિ વાળી અને રાજકાજમાં કુશળ હતી. એણે જહાંગીર ઉપર એટલી તો સત્તા મેળવી કે બધો અખત્યાર તેણે નૂરજહાંનને સોંપ્યો. જહાંગીરને નામે નૂરજહાંન રાજ્ય કરતી હતી.

**અંગ્રેજોનું હિન્દમાં આવવું**—ઈ० સ० ૧૬૦૦માં ઇંગલંડના કેટલાક વેપારીઓએ હિન્દુસ્થાન સાથે છુટક વેપાર ન કરતાં એકઠા થઇને વેપાર કરવાનો નિશ્ચય કર્યો. તેઓએ એક મંડળ સ્થાપ્યું. તે મંડળનું નામ ઈસ્ટ ઇન્ડિયા કંપની હતું. પછી તેઓએ વેલાતી માલ ભરીને પોતાનાં વહાણો આ તરફ મોકલ્યાં. તે વખતે હિન્દમાં સૌથી પ્રખ્યાત બંદર સુરત હતું. તેથી અંગ્રેજી વહાણો પહેલાં સુરત આવ્યાં, અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ગુમાસ્તાઓએ સુરતમાં કોઠી સ્થાપી ૧૬૧૨.

**સર ટૉમસ રો**—પછી હિન્દમાં વેપાર કરવાની રજા મેળવવાને કંપનીએ પોતાના રાજા જેમ્સને અરજ કરી કે તમો એક એલચીને મોકલો કે તે અમારા તરફથી જહાંગીર પાદશાહ પાસે જઈ અમને વેપાર કરવાની રજા અપાવે. તે ઉપરથી જેમ્સ રાજાએ સર ટૉમસ રોને પોતાના એલચી તરીકે મોકલ્યો. ૧૬૧૫, જહાંગીરે ખુશીથી રજા આપી. તે વખતથી હિન્દમાં અંગ્રેજોએ વેપાર કરવા માંડયો. જહાંગીરે ૧૬૦૫થી ૧૬૨૭ સુધી રાજ્ય કર્યું.

**શાહજહાન**—એ જહાંગીરનો છોકરો હતો. એણે ૧૬૨૭થી ૧૬૫૮ સુધી રાજ્ય કર્યું. બધા મુગલ પાદશાહો કરતાં એની જાહોજલાલી વધારે હતી. એણે ઘણા ખુબસુરત તથા ભપકાદાર મહેલો તથા મસ્જીદો બંધાવ્યાં હતાં. એનું તખ્ત હીરા, મોતી, વગેરે જવાહીરોથી શણગારેલું હતું. અને તેની કીંમત ૬-૭ કરોડ રૂપીઆની હતી. તેનો આકાર મોરના જેવો હતો, તેથી તે મયૂર-આસન અથવા તખ્તે તાઉસ કહેવાતું હતું.

**મુમતાઝમહાલ**—શાહજહાનની રાણી પણ ઇરાની બાનુ હતી. તે નૂરજહાનના ભાઇની દીકરી હતી. શાહજહાન તેને બહુ ચહાતો હતો. જ્યારે તે મરણ પામી ત્યારે શાહજહાને તેની કબર ઉપર એક રોજો બંધાવ્યો. તેને તાજમહાલ કહે છે. તે તદન આરસપહાણનો બનાવેલો છે અને દુનીયામાં સૌથી સુંદર ઇમારતોમાંની એક ગણાય છે. એને બાંધતો ૩૦ વરસ લાગ્યાં અને લાખો રૂપીઆનો ખરચ થયો હતો

**શાહજહાનના છોકરાઓ**—શાહજહાનને ચાર છોકરા હતા. દારા, સુજા, ઔરંગઝેબ, અને મુરાદ, દારા ઘણો ઉદાર હતો અને અકબરની પેઠે રજપુતોને ચહાતો હતો. શુજા હોશિયાર હતો પણ વિષયી હતો. ઔરંગઝેબ બહાદુર ચાલાક પણ પ્રપંચી હતો અને પોતાને ચુસ્ત મુસલમાન કહેવડાવતો. મુરાદ બહાદુર પણ ભોળો હતો. દારા ગાદીવારસ તરીકે બાપની પાસેજ રહેતો. સુજા બંગાલનો સુબો હતો. ઔરંગઝેબ દક્ષિણનો અને મુરાદ ગુજરાતનો સુબો હતો

**ભાઇ ભાઇઓની લડાઇ**—ઇ. સ. ૧૬૫૭માં શાહજહાન માંદો પડયો તેથી દારાને રાજની લગામ તેણે આપી. મુરાદ અને સુજાએ

લડાઇની તૈયારી કરી. પોંહચેલા ઔરંગજેબે મુરાદને પત્ર લખ્યો કે "મારે કાંઇ ગાદી જોઇતી નથી, મારે તો મક્કે જવું છે. હું તો ફકીર છું. પણ દારા જેવો અધર્મી તથા સુજા જેવો વિષયી ગાદીએ બેસે એ મને યોગ્ય લાગતુ નથી. તારા જેવા ચુસ્ત દીનદારને ગાદી અપાવી હું ચાલ્યો જઇશ" ભોળા મુરાદે આ વાત સાચી માની. બેઉ ભાઇઓએ પોતાનાં લશ્કર એકઠાં કર્યાં અને દારાને હરાવ્યો. શાહજહાનને કેદ કર્યો. (૧૬૫૮). શાહજહાન ૮ વરસ કેદમાં રહી ૧૬૬૬માં મરણ પામ્યો.

**ઔરંગજેબ**—પોતાના બાપને કેદ કર્યા પછી ઔરંગજેબે મુરાદને ગાદીએ બેસાડવાનો ઢોંગ કર્યો. રોજરોજ જ્યાફત આપતો અને જમતાં જમતાં ખુબ સલામતી લેવાડતો એટલે મુરાદ દારૂ પીવામાં કશો અંદાજો રાખતો નહિ. અને રોજ ભોજન શાળામાંથી ઉંચકી લઇ જવો પડતો. એક દિવસે ઔરંગજેબે શોકાતુર ચહેરે અમીરોને પૂછ્યું કે આવા દારૂડીઆને ગાદી સોંપવી એ સલાહ ભરેલું છે? અમીરો પામી ગયા; તેઓએ કાલાવાલા કર્યા કે સાહેબ ગાદી માટે આપ સંપૂર્ણ લાયક છો. ગાદી તો આપજ લો. લાચારીએ મક્કે જવાનું માંડીવાળી ઔરંગજેબ ગાદીએ બેઠો અને મુરાદને કેદ કીધો. તે બાપડો ત્યાંજ મરી ગયો. આ પ્રમાણે ઔરંગજેબે ગાદી લીધી.

**ઔરંગજેબની રાજ્યનીતિ**—અકબરની રાજ્યનીતિ ઘણા ઉંચા પ્રકારની હતી. અકબર જેવા દુરઅંદેશ રાજાઓ તે જમાનામાં યૂરપમાં પણ ન હતા. તે હિન્દુ તથા મુસલમાનને સમાન ગણતો અને પોતાની બધી રૈયતને પોતપોતાનો ધર્મ પાળવાની સંપૂર્ણ છુટ તેણે આપી હતી. ઔરંગજેબની રાજ્યનીતિ એથી વિરૂધ્ધ હતી. તે ચુસ્ત મુસલમાન

હતો અને જો એની બધી રૈયત મુસલમાન હોત તો એ ઘણો સારો અને ન્યાયી પાદશાહ ગણાત એ ઘણો સાદો તથા ઉદ્યોગી હતો. પણ ધર્મની બાબદમાં એના વિચાર સાંકડા હતા. એની નેમ એ હતી કે આખા દેશમાં મુસલમાન ધર્મ ફેલાવવો. એણે જજીઆવેરો પાછો દાખલ કર્યો. રાજદરબારમાં જેટલા હિન્દુ અમલદાર તથા નોકરો હતા તેમને મુસલમાન ધર્મ પાળવા કહ્યું. અને જો ના પાડે તો બરતરફ કરવાનો હુકમ કીધો. કાશીમાં સૌથી મોટું દહેરૂં હતું તે તોડી પાડી ત્યાં મસ્જીદ બંધાવી. હિન્દુઓના તેહવાર તથા જાત્રાઓ વગેરે બંધ કર્યાં. આથી હિન્દુ પ્રજા બહુ નારાજ થઈ. અકબરે હિન્દુઓને પોતાના મિત્ર બનાવ્યા ત્યારે ઔરંગજેબે તેમને શત્રુ બનાવ્યા.

**દક્ષિણ ઉપર ચઢાઈ**—આખું હિન્દ સર કરવું એ ઔરંગજેબનો વિચાર હતો. દક્ષિણમાં મુગલ સત્તા બેઠી ન હતી. દક્ષિણમાં બે જૂના મુસલમાન રાજ્યો હજી હતાં—બીજાપુર અને ગોવલકોંડા. ઔરંગજેબે તેમને તાબે કરી તેમનો અંત આણ્યો. તે આખું હિન્દ જીત્યો ખરો પણ દક્ષિણમાં એક નવી બળવંત પ્રજા નીકળી. તે મરેઠી પ્રજા હતી. તેમના સરદાર શિવાજી હતા. ઔરંગજેબે તેમને વશ કરવાને બહુ યત્ન કર્યાં પણ મરાઠાઓના પહાડી દેશમાં તેનું કાંઇ વળ્યું નહિ. શિવાજીના મરણ પછી તેના દીકરા રાજારામે તેને બહુ હંફાવ્યો; આખરે ઔરંગજેબ કંટાળી અહમદનગર ગયો અને ત્યાં મરી ગયો. એણે ૧૬૫૮થી ૧૭૦૭ સુધી રાજ્ય કર્યું. એની આવી ટુંકી નજરવાળી રાજ્યનીતિને લીધે મુગલ રાજ્યની પડતી થોડા વખતમાં થઇ.

# પ્રકરણ ૯ મું.

**મુગલ રાજ્યની પડતી**—ઔરંગઝેબના મરણ પછી ૪૦ વરસમાં મુગલ રાજ્ય તદન ભાંગી પડયું (૧૭૦૭-૧૭૪૮). ઔરંગઝેબ પછી એનો છોકરો બહાદુરશાહ પોતાના ભાઇઓને મારી નાખી ગાદીએ બેઠો. રજપુતોએ ઔરંગઝેબ સાથેનો પોતાનો સંબંધ તોડી નાખ્યો હતો તેઓ હવે દિલ્હીથી તદન અલગ થઇ ગયા. આથી મુગલ રાજ્યનો સૌથી મોટો ટેકો ભાંગી પડયો. બહાદુરશાહ ૧૭૧૨માં મરણ પામ્યો. ૧૭૧૨થી ૧૭૨૦ સુધીમાં ચાર પાદશાહો થયા પણ તેઓ પુતળાં જેવા હતા. ૧૭૨૦માં મહમદશાહ નામનો પાદશાહ થયો. તેનું રાજ્ય ૧૭૪૮ સુધી ચાલ્યુ પણ તેટલા વખતમાં મુગલ રાજ્ય તદન ભાંગી પડયું.

મહમદશાહના વખતમાં હિન્દ પર એક મોટી આફત આવી પડી. ઇરાનનો શાહ નામે નાદિરશાહ હિન્દુસ્થાનપર ચડી આવ્યો. તેણે દિલ્હી લીધું. બે ત્રણ દિવસ નાદીર ત્યાં રહયો. પણ એક રાત્રે બજારમાં કંઈ મારામારી થઈ તેમાં થોડાક ઇરાની શિપાહીઓ માર્યા ગયા. આથી ગુસ્સે થઇ નાદિરશાહે પોતાના લશ્કરને દિલ્હીમાં કતલ ચલાવવાનો હુકમ કર્યો. હજારો નિર્દોષ માણસો—સ્ત્રી, પુરૂષ, ઘરડાં, જુવાન, નાના બાળકોનો સંહાર થયો. આખું શહેર લુટાયું. અમીરો, વેપારીઓ, અને બીજા બધા લોકો પાયમાલ થઇ ગયા. રાજ્ય ખજાનામાંથી મયૂરાસન, કોહેનૂર હીરો, તથા બીજો કરોડો રૂ. નો માલ હાથી, ઘોડા, વગેરે નાદિર લઇ ગયો. ૧૭૪૮.

નાદિરશાહની સ્વારી એ મુગલ રાજ્યની પડતીનું બીજું કારણ છે. નાદિરશાહના ગયા પછી દેશમાં કશો બંદોબસ્ત રહયો નહિ.

બંગાળ તથા અયોધ્યાના સૂબેદારો ( ગવરનરો ) દિલ્હીથી સ્વતંત્ર થયા. દક્ષિણનો સૂબેહદાર નિઝામ-ઉલ-મુલ્ક હતો. તે પણ સ્વતંત્ર થઇ ગયો. વળી મરાઠાઓએ ગુંજરાત તથા માળવા લઇ લીધાં.

## મુગલ રાજ્યની પડતીના કારણો:—

૧ સૌથી પહેલું અને મોટું કારણ ઔરંગઝેબની આંધળી રાજ્યનીતિ,
૨ બીજું કારણ રજપુતો બેદિલ થઇ અલગ થઇ ગયા.
૩ નાદિરશાહની લૂટ અને તેથી થયલી ખુઆરી.
૪ સુબેહદારો બેવફા થઇ સ્વતંત્ર થઇ ગયા.
૫ મરેઠાઓ સર્વોપરી બન્યા.

## પ્રકરણ ૭ મું.

**મરેઠી રાજ્ય**—મુંબાઇથી દક્ષિણ તરફ જતાં પુના સતારાની આસપાસ જે પહાડી દેશ છે તેને મહારાષ્ટ્ર એટલે :મરેઠાઓનો દેશ કહે છે. દેશ પહાડી હોવાને લીધે લોક ઘણા મજબુત, મહેનતુ તથા સાદા છે. તેઓ મરેઠી ભાષા બોલે છે. પઠાણ તથા મુગલ રાજાઓના વખતમાં મરેઠાઓ વિષે કશું જાણવામાં આવ્યું નથી. મરેઠી પ્રજાનું નામ વધારનાર તથા મરેઠી રાજ્ય સ્થાપનાર શિવાજી હતો.

**શિવાજી**—એ એક મરેઠા સરદારનો છોકરો હતો. નાનપણથી શિવાજીને રામાયણ તથા મહાભારત વાંચવાનો બહુ શોક હતો અને પ્રાચિન શૂરવીરોની પેઠે કીર્તિ મેળવવી એ તેની નેમ હતી. પનોતો પુત્ર પાળણામાંથી પરખાય, આ ઉપરથી એના ગુરૂ રામદાસ સ્વામીએ એને

કહ્યું હતું કે તું ગૌબ્રાહ્મણ પ્રતિપાળ થશે. આ વખતે તુકારામ નામનો એક મોટો કવિ મહારાષ્ટ્રમાં હતો. તેની જુસ્સાદાર કવિતાથી આખી મરેઠી પ્રજા ઉશ્કેરાઇ ગઇ હતી. વળી ઔરંગઝેબના હિન્દુઓ તરફના શત્રુભાવથી લોકો ઘણા કંટાળી ગયા હતા તેથી તેઓ ખુશીથી શિવાજી સાથે જોડાયા. પહેલાં તો એણે પહાડી કીલ્લાઓ તાબે કરી લૂટનો ધંદો શરૂ કીધો. ધીમે ધીમે લશ્કર એકઠું કર્યું. બીજાપુર તથા ગોવલકોંડા હજુ ઔરંગઝેબે લીધાં ન હતાં. જ્યારે શિવાજીએ બહુજ લૂટ ચલાવી ત્યારે બીજાપુરના રાજાએ આ લુટારાને તાબે કરવા અફજુલખાન નામના સરદારને એક લશ્કર આપી મોકલ્યો શિવાજી પાસે તોપો ન હતી. એના સીપાઇઓ બહુજ થોડા હતા. તેથી તેણે એક યુક્તિ રચી. તેણે અફજુલખાનને કહેવડાવ્યું કે હું આપ જેવા સરદાર જોડે લડવાને લાયક નથી; હું શરણ થવાને રાજી છું, માટે આપ મને એક ચોકસ ઠેકાણે મળો. શિવાજીએ પહાડોમાં પોતાના સિપાહીઓને સંતાડી રાખ્યા હતા, અને પોતે બકતર પહેરી ઉપર સફેદ અંગરખો પહેરી લીધો અને એકજ માણસને સાથે લઇને પેલે ઠેકાણે ગયો, અફજુલખાન પણ એક માણસને લઇ ત્યાં આવ્યો. દેશી રીત પ્રમાણે શિવાજી તેને ભેટયો અને તરત વાઘનખ નામનુ શસ્ત્ર જે તેણે એક હાથમાં રાખ્યું હતું તે અફજુલખાનના પેટમાં ભોકી દીધું. (વાઘનખ હાથના મોજાંના આકારવાળું લોઢાનું પાંચ શૂળવાળું હથીઆર છે). શિવાજી સાથે આવેલો માણસ તેનો પ્રખ્યાત સરદાર તાનાજી માલુસરે હતો, તેણે અફજુલખાનના માણસને ઠાર કર્યો. પછી શિવાજીના સીપાઇઓ આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે નીકળી આવ્યા. મુસલમાન સિપાઇઓ આ ઓચિંતા હુમલાથી

ગભરાઈ ગયા ને નાઠા. ઘણા માર્યા ગયા. પુષ્કળ તોપો દારૂગોળો, તંબુઓ, હાથી, ઘોડા, વગેરે ઘણો લશ્કરી અસબાબ શિવાજીને મળ્યો, હવે સિવાજી પગભર થયો. બીજાપુરના રાજાએ શિવાજીને એક સ્વતંત્ર રાજા તરીકે ગણ્યો, અને તેની સાથે મિત્રાચારી રાખી. ૧૬૫૯. હવે બીજાપુરના રાજાને ન છેડતાં શિવાજી મુગલાઈ રાજ્યમાં લૂટ કરવા લાગ્યો. તે વખતે સુરત એ મુખ્ય બંદર હતું. ૧૬૬૪માં શિવાજીએ સુરત લૂટયું. અને એમ કહે છે કે ૩૦ કરોડની દોલત લઈ ગયો. આથી, ઔરંગઝેબે એની સાથે લડાઈ ચલાવી, પણ એનું કાંઈ વળ્યું નહિ. પછી શિવાજી સાથે સલાહ કરી અને તેને દિલ્હી તેડાવ્યો. શિવાજી ત્યાં ગયો પણ ઔરંગઝેબે તેને નજર કેદ રાખ્યો. વળી શિવાજીએ યુકતી રચી. પોતે બહુ માંદો છે એવો ઢોંગ કરી સાધુઓને મીઠાઈ વહેંચવા માંડી. એમ બે ચાર દિવસ કરી. લાગ જોઈ એક મિઠાઈના મોટા ટોપલામાં બેસી નાસી ગયો. શિવાજીએ હવે રાજ્યાભિષેક કરાવ્યો. અને એક રાજા તરીકે પૂર દબદબાથી રહેતો. એ ૧૭૮૦માં મરણ પામ્યો. જે મહાન પુરૂષોએ ગરીબ સ્થિતિમાંથી પોતાની જાતી હોશિયારીથી વધીને રાજ્ય સ્થાપ્યાં તે મહાન પુરૂષોમાંનો શિવાજી એક હતો. એની પાસે લશ્કર ન હતું, લડાઈની સામગ્રી ન હતી, દોલત ન હતી. છતાં એ નર એક રાજ્યનો સ્થાપનાર થઈ ગયો. એણે મરેઠાઓમાં દેશાભિમાન તથા ધર્માભિમાન ઉત્પન્ન કર્યાં. જેવો યૂદ્ધમાં શૂરો હતો તેવો રાજ્ય વ્યવસ્થામાં કુશળ હતો.

**સંભાજી (૧૬૮૦-૧૬૮૯).**—શિવાજીના મરણ પછી સંભાજી રાજા થયો. એ ઘણો બહાદુર હતો પણ આળસુ હતો. એના વખતમાં

ઔરંગજેબે દક્ષિણ પર ચઢાઇ કરી અને બીજાપુર તથા ગોવલકોંડાના રાજ્ય-જીતી લીધાં. પછી આ નવાં સ્થપાયલાં મરેઠી રાજ્ય તાબે કરવા પશ્ચિમ ઘાટના મુલકમાં દાખલ થયો. સંભાજીએ કાંઈ તૈયારી કરી નહિ, શત્રુ પાસે છતાં એશઆરામમાં મચ્યો રેહતો. એક વખતે શહેરની બહાર એક બાગમાં પોતે રાણી તથા શાહજાદા સાથે જ્યાફ્ત કરવા ગયો. મુગલ લશ્કર જે કેટલેક છેટે હતું તેને ખબર પડતાં એક ઘોડેસ્વાર ટુકડી એ આવી એને પકડી લીધો. ઔરંગજેબે એને મારી નંખાવ્યો. ઔરંગજેબની દીકરીએ એના નાના છોકરા શાહુને પાળ્યો.

**રાજારામ.**—સંભાજીના આવા મરણથી મરેઠાઓ ક્રોધાયમાન થયા અને શિવાજીના બીજા છોકરા રાજારામને ગાદી આપી, રાજારામે ઔરંગજેબને તથા તેના સિપાહીઓને પહાડી જગ્યાઓમાં અથડાવી મારયા અને ખૂબ તોબા પોકરાવી. રાજારામ પછી તેની રાણી તારાબાઇએ લડાઈ જારી રાખી. આખરે ઔરંગજેબ કંટાળી પાછો ફર્યો અને અહમદનગરમાં મરણ પામ્યો.

**શાહુરાજા.**—એ સંભાજીનો છોકરો હતો. ઔરંગજેબની દીકરી ઝેબ-ઉન-નિસા જે ઘણી ભણેલી અને દયાળુ બાનુ હતી તેણે એને પાળી ઉછેર્યો હતો. એ ઘણા લાડ તથા એશઆરામમાં મોટો થયો હતો તેથી આળસુ અને વિલાસી અને નબળો બન્યો હતો. ઔરંગ-જેબના મરણ પછી બહાદુરશાહે એને છોડી મૂકયો. એ સતારે આવ્યો અને ગાદીનો દાવો કર્યો. ત્યારે તારાબાઇએ વાંધો ઉઠાવ્યો. પણ બધા મરેઠા સરદારોએ વચ્ચે પડી ઠરાવ્યું કે શાહુરાજાને સતારાની ગાદી આપવી અને કોલાહપુરની ગાદી તારાબાઇના છોકરાને આપવી. શાહુ આળસુ હતો, એને કામકાજ તરફ અણગમો હતો, તેથી એણે બધો રાજકારભાર પોતાના પ્રધાનને સોંપ્યો.

**પેશ્વાઓ.**—શિવાજીના વડા પ્રધાનને પેશ્વા કહેતા હતા, તે ઉપરથી મરેઠી રાજાઓના વડા પ્રધાન પેશ્વા કહેવાતા. શાહુરાજાનો પેહેલો પેશ્વા બાલાજી વિશ્વનાથ હતો. એ એક ગામનો તળાટી હતો પણ પોતે હોશિયાર હોવાથી ધીમે ધીમે વધીને પેશ્વા થયો. એ ડહાપણવાળો વફાદાર માણસ હતો. એણે ૧૭૧૪થી ૧૭૨૦ લગી કામ કર્યું. એના વખતથી પેશ્વાઈ અમલ શરૂ થયો. શાહુ માત્ર નામનો રાજા હતો.

**બાજીરાવ બીજો પેશ્વા.**—(૧૭૨૦-૧૭૪૦) એ સૌથી મોટો પેશ્વા ગણાય છે, એ ઘણો બુદ્ધિવાન શૂરો અને લડાયક હતો. એના વખતમાં હિન્દુસ્તાનમાં મરેઠાઓ સર્વોપરી થયા. સારા તથા સદગુણી પુરૂષોની પરીક્ષા કરવામાં એ ઘણો બાહોશ હતો. પોતે સ્વદેશાભિમાની હોઇ પોતાના સરદારોમાં એવો જુસ્સો ઉત્પન્ન કરતો કે તેઓ મોટાં પરાક્રમો કરતા. એ દરમ્યાનમાં દિલ્હીમાં એક નામનો રાજા મહમદશાહ રાજ કરતો હોવાથી ચાર નવાં મુસલમાન રાજ્યો બન્યાં હતાં—બંગાલ. અયોધ્યા, નિઝામ અને કરણાટક. વળી એના વખતમાં કેટલાક સાહસિક મરેઠા સરદારોએ ગુજરાત અને મધ્યહિન્દમાં નવાં રાજ્યો સ્થાપ્યાં. તેનાં નામ—

ગુજરાતમાં ગાયકવાડનું રાજ્ય, મુખ્ય શહેર વડોદરા
ઉત્તર માળવામાં સિંધીઆનું રાજ્ય, મુ૦ શ૦ ગવાલીઅર
દક્ષિણ માળવામાં હોલકરનું રાજ્ય, મુ૦ શ૦ ઇન્દોર
મધ્યપ્રાંતમાં ભોંસલેનું, મુ૦ શ૦ નાગપુર

**બાલાજી બાજીરાવ ત્રીજો પેશ્વા.**—(૧૭૪૦-૧૭૬૧) —એના વખતમાં મરેઠાઓ બધાં મુસલમાન રાજ્યો પાસેથી ખંડણી લેવા

આગ્યા. દિલ્હીના બાદશાહને પણ આપવી પડી. ખંડણીમાં દેશની ઉપજનો ચોથો ભાગ લેતા તે ઉપરથી ખંડણીને ચોથ કહેતા. શાહુ ૧૭૪૯માં મરણ પામ્યો. ત્યાર પછી પેશ્વાએ પોતાની દરબાર પુનામાં રાખી. હવે એવું લાગતું હતું કે આખા હિન્દમાં મરેઠી રાજ્ય સર્વોપરી થશે, પણ એટલામાં એક મોટી આફત આવી પડી. આ વખતે અફગાનિસ્તાનનો રાજા અહમદશાહ અબદલી હતો, નાદિરશાહના મરણ પછી થોડે વર્ષે એણે કાબુલ તથા પંજાબ જીતી લીધાં.

મરેઠાઓએ પંજાબ ઉપર ચઢાઇ કરી ચોથ ઉઘરાવી. તે ઉપરથી અહમદશાહને ક્રોધ ચઢ્યો અને ૧૭૬૧માં મોટું લશ્કર લઇ આવ્યો. પેશ્વાએ પોતાના સરદાર સદાશિવરાવને મોટું લશ્કર આપી મોકલ્યો. ગાયકવાડ, હોલ્કર વગેરે મરેઠા રાજાઓ પણ જોડાયા. રજપુતરાજાઓ પણ મરેઠાઓની કુમકે આવ્યા. અયોધ્યાનો નવાબ વગેરે બીજા મુસલમાન રાજ્યકર્તાઓ અબદલ્લીને મદદ કરવા આવ્યા. આ યુધ્ધ હિન્દુ મુસલમાન વચ્ચે છેલ્લું હતું. જો હિન્દુઓ જીતે તો હિન્દમાં હિન્દુ રાજ્ય સ્થપાય અથવા જો મુસલમાન જીતે તો ફરી મુસલમાન રાજ્ય સ્થપાય. પણ એમાંથી એકે વાત બની નહિ. પાણીપત આગળ મોટું યુધ્ધ થયું, (૧૭૬૧). મરેઠાઓનો મોટો સંહાર થયો અને તેઓ હાર્યા. આ હારથી પેશ્વાને એવો ધા લાગ્યો કે તે મરી ગયો. અને આ હાર પછી મરેઠાઓ ફરી ઉઠવા તો પામ્યા પણ તેઓમાં કુસંપ પેઠો અને હિન્દમાં સર્વોપરી થવાની તક જતી રહી. અબદલ્લી પણ જીત મેળવ્યા છતાં એટલો નબળો પડી ગયો હતો કે તે પોતાને દેશ ગયો. એ સમયમાં અંગ્રેજો તથા ફ્રેન્ચો વચ્ચે છેલ્લું યુધ્ધ થયું. તેમાં અંગ્રેજો જીત્યા.

( આ ઠેકાણે The 3 P's એટલે ત્રણ પપ્પા—પ્લાસી, પોન્ડિચેરી, તથા પાણીપત—નો સંબંધ અંગ્રેજી રાજ્ય સાથે કેમ થયો તેની સમજ પાડવી. મુગલ સત્તા તો ગઇ હતી, જો અંગ્રેજની સામે લડી શકે તો તે ફ્રેન્ચ તથા મરેઠા હતા. પણ ફ્રેન્ચોનો પોન્ડિચેરી આગળ પરાજ્ય થયો અને મરેઠાઓનો પાણીપત આગળ થયો. હવે કોઇ બળવંત હરીફ રહ્યો નહિ. )

**માધવરાવ ચોથા પેશ્વા**—(૧૭૬૧-૧૭૭૨ ) બાલાજી બાજીરાવનો છોકરો માધવરાવ તેના પછી પેશ્વા થયો. એ ઘણો બહાદુર અને ચતુર હતો. જો વધારે જીવ્યો હોત તો એ પેશ્વાઇને જરૂર સર્વોપરી બનાવત. એણે ઉત્તર હિન્દમાં ચોથ લેવાનુ કામ આરંભ્યું. દક્ષિણમાં પણ હૈદરને હરાવી ખંડણી લીધી. પણ તે એકાએક ૧૭૭૨માં ભર જુવાનીમાં મરી ગયો એના અકાળ મૃત્યુથી મરેઠી સત્તાને પાણીપતના જેવો ધોકો પહોચ્યો કેમકે એની પાછળના પેશ્વા નબળા નિકળ્યા અને મરેઠાઓમાં કુસંપ પેઠો

## પ્રકરણ ૮ મું.

**અંગ્રેજોનું હિન્દમાં આવવું**—અસલના વખતમાં હિન્દ પોતાની દોલત, વેપાર કારીગરી, ને માટે આખી દુનિયામાં પ્રખ્યાત હતું. ૦૦ વર્ષ ઉપર અંગ્રેજો પહેલવહેલા હિન્દમાં આવ્યા તેઓનું આવવાનું કારણ એ હતું કે જે ચીજો યૂરપમાં ન મળતી તે હિન્દમાં મળતી તેથી તેઓ અત્રે વેપાર કરવાને માટે આવ્યા. ચોખા, રૂ, ગળી, નાળિએર, ખાંડ, એલચી, લવિંગ, જાયફળ, મરી, સુંઠ. અને બીજી

વસ્તુઓ જે થંડા દેશમાં નથી થતી તે, તેમજ રેશમી તથા ઉંચી જાતની મલમલ વગેરે સુતરાઉ કાપડ અહિંથી અંગ્રેજી વેપારી ખરીદતા હતા, અને પોતાને દેશ મોકલતા. વળી ઇંગ્લંડથી ઉંચી જાતનાં ઉનના કપડાં, ત્રાંબુ, લોઢું, તેમજ લોઢાંની બનાવેલી ઘણી વસ્તુ હિન્દ લાવતા હતા.

**અસલ રસ્તો**—અગાઉના વખતમાં હિન્દુસ્થાનનો માલ ઉંટ અથવા ઘોડા કે ખચ્ચર પર લાદીને વેપારીઓ અફગાનિસ્તાન તથા ઇરાન થઈ એસ્યામઇનર લઇ જતા. અથવા વહાણમાં ભરી અરબ્બી તથા રાતા સમુદ્રમાં થઈ મિસરદેશ લઇ જતા. અને યૂરપના વેપારી એસ્યામઈનર અથવા મિસર આવી એ હિન્દી માલ ખરીદી લઇ જતા. યૂરપના વેપારીઓની એવી ઇચ્છા હતી કે ઠેઠ હિન્દુસ્તાન જઇ માલ ખરીદવો પણ ભૂમધ્ય સમુદ્રમાંથી રાતા સમુદ્રમાં જવાય તોજ પાધરા હિન્દુસ્તાન આવી શકાય. પણ તે વખતે સુએઝની નેહેર ન હતી. ( નકશો જરૂર બતાવવો. )

**કેપનો રસ્તો.**—પોર્ટુગલના વહાણવટીઆ આફ્રિકાને પશ્ચિમ કિનારે વહાણ હંકારી છેક તે ખંડના છેડા સુધી આવ્યા. એ ભૂશીરનું નામ તેઓએ કેપ ઓફ ગુડ હોપ પાડયું. એટલે સારી આશાનું ભૂશીર. કઈ સારી આશા ? સીધા હિન્દુસ્થાન આવવાની આશા. વાસ્કો-ડી-ગામા નામનો પોર્ટુગીઝ વહાંણવટી પહેલવહેલો આ જળ માર્ગે હિન્દુસ્થાન આવ્યો. અને કાલીકટને બંદરે આવી ઉતર્યો. આ શોધ ૧૪૯૮ માં થઈ. લગભગ ૧૦૦ વર્ષ સુધી (૧૫૦૦ થી ૧૬૦૦) હિન્દનો બધો વેપાર પોર્ટુગીઝના હાથમાં હતો.

પોર્ટુગીઝ લોકેનો બહોળો વેપાર જોઈ ડચ (વલંદા), અંગ્રેજ

અને ફ્રેન્ચ લોકો હિન્દ સાથે વેપાર કરવાને એજ રસ્તે આવ્યા. અને પોતાની કોઠી સુરતમાં સ્થાપી. પોર્ટુગીઝ કરતાં વલંદા વધારે બળવાન હતા. તેથી તેઓએ હિન્દનો વેપાર પોતાના હાથમાં લઈ લીધો. પણ તેઓની પાછળ થોડા વખતમાં અંગ્રેજો તથા ફ્રેન્ચો આવી લાગ્યા. એટલે વલંદાઓએ સુમાત્રા, જાવા, મસાલાના બેટો લઇ લીધા અને ત્યાં વેપાર કરવા લાગ્યા. અને એ બેટો હજી તેમની પાસે છે. હવે અંગ્રેજ તથા ફ્રેન્ચના હાથમાં હિન્દનો વેપાર આવ્યો.

**ઇસ્ટ ઇન્ડિયા કમ્પની.**—ઈ૦ સ૦ ૧૬૦૦ માં ઇંગ્લંડના સો એક વેપારીઓએ હિન્દુસ્થાન સાથે વેપાર કરવાનો ઠરાવ કર્યો. તેઓએ એક થાપણ કરી એક મંડળ સ્થાપ્યું જેનું નામ **ઇસ્ટ ઇન્ડિયા કમ્પની** હતું. તે વખતે ઇંગ્લંડમાં એલીઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. અને હિન્દુસ્થાનમાં મહાન પાદશાહ અકબર રાજ્ય કરતો હતો. ૧૬૧૨માં કંપનીએ પોતાના ગુમાસ્તાઓને વેલાતી માલ આપી હિન્દ મોકલ્યા અને તેઓએ સુરતમાં પહેલી અંગ્રેજી કોઠી સ્થાપી, કેમકે તે વખતે મુગલ રાજ્યનું મુખ્ય બંદર સુરત હતું. ૧૬૧૨માં દિલ્હીનો પાદશાહ જહાંગીર હતો, તેથી કંપનીના સ્થાપકોએ પોતાના રાજા જેમ્સને અરજ કરી કે જહાંગીરશાહ પાસેથી હિન્દમાં વેપાર કરવાની પરવાનગી માગવા કોઇ મોટા અમલદારને મોકલો. તે ઉપરથી સર ટૉમસ રોને પોતાના એલચી તરીકે જેમ્સે હિન્દમાં મોકલ્યો. તેણે જહાંગીરશાહને અરજ કરી અને કંપનીને વેપાર કરવાની રજા મળી. આ પ્રમાણે હિન્દ સાથે અંગ્રેજોનો વેપાર શરૂ થયો.

**મદ્રાસ.**—૧૬૪૦ માં કર્ણાટકમાં ચંદ્રગીરીના રાજા પાસેથી અંગ્રેજોએ મદ્રાસ ખરીદ્યું. તે માછીઓનું એક નાનું ગામડું હતું.

તે વખતે કર્ણાટકમાં રાજ્યનો બંદોબસ્ત ન હતો. તેથી અંગ્રેજોએ મદ્રાસ આગળ એક મોટો કિલ્લો બાંધ્યો. અને તેનું નામ **ફોર્ટ સેન્ટ જ્યોર્જ** પાડયું. તે ઉપર મોટી તોપો ચઢાવી, અને અંદર એક નાનું લશ્કર પણ રાખ્યું. ઘણા હિન્દુ વેપારીઓ તથા વણકરો મદ્રાસમાં આવી રહયા અને ધીમે ધીમે મદ્રાસ વધીને મોટું બંદર થયું.

**મુમ્બઇ.**—ઇંગ્લંડનો રાજા ચાર્લ્સ બીજો પોર્ટુગલના રાજાની કુંવરી સાથે પરણ્યો, અને પોર્ટુગલના રાજાએ પહેરામણીમાં ચાર્લ્સને મુંબઇ આપ્યું હતું, ૧૬૬૨. તે વખત મુંબઈ નાનુ સરખુ ગામડું હતું. ૧૬૬૮માં મુંબઇ ચાર્લ્સે કંપનીને વેચ્યું, ધીમે ધીમે મુંબઈ વધવા લાગ્યું. તાપી નદી પુરાઇ જવા લાગી તેથી વહાણોને આવતાં બહુ અડચણ પડતી હતી, એ કારણથી સુરતનો વેપાર તૂટવા લાગ્યો. અને મુંબઇમાં ઘણી સગવડો હોવાથી સુરતના વેપારીઓ મુંબઈ જઈ રહ્યા. આજે મુંબઈ બંદર હિન્દમાં સૌથી મોટું છે.

**કલકત્તા.**—૧૬૯૦માં ગંગા નદીના મુખ આગળના ત્રણ નાના ગામડાં કંપનીએ ખરીદયાં. તેમાંના એકનું નામ કાળીઘાટ હતું. ત્યાં પણ એક કિલ્લો અંગ્રેજોએ બાંધ્યો. તેનું નામ ફોર્ટ વિલિયમ હતું. ધીમે ધીમે એ પણ મોટું બન્દર બન્યું. કાળીઘાટ ઉપરથી કલકત્તા નામ પડયું છે. આજે હિન્દુસ્થાનમાં મોટામાં મોટાં શહેરો કલકત્તા તથા મુંબઇ છે, તેથી ઉતરતું મદ્રાસ છે. આ પ્રમાણે વેપારની સગવડ માટે અંગ્રેજોએ ત્રણ મોટાં શહેરો વસાવ્યાં. પણ સુરત, પટના, મસલીપટમ વગેરે ઘણા શહેરોમાં એઓની કોઠી તથા વખારો હતી.

**ફ્રેન્ચ ઇસ્ટ ઈન્ડિયા કમ્પની**—ફ્રેન્ચોએ પણ કેટલાંક સંસ્થાનો વસાવ્યાં હતાં તેમાં મુખ્ય પોન્ડિચેરી તથા ચંદ્રનગર હતાં. પોન્ડિચેરી મદ્રાસ પાસે હતું. અને ચંદ્રનગર કલકત્તા પાસે હતું.

# પ્રકરણ ૯ મું.

**અંગ્રેજી અમલની શરૂઆત.**—લગભગ ૧૫૦ વર્ષ લગી (૧૬૦૦ થી ૧૭૪૭ લગી) અંગ્રેજી કંપનીએ માત્ર વેપારજ કર્યો. તેઓ વેપાર અર્થે આવેલા માટે વેપાર ઉપરજ તેમનું લક્ષ હતું. મદ્રાસ, મુંબઇ, કલકત્તામાં વડો ગુમાસ્તો ગવર્નર કહેવાતો. તેના હાથ નીચે અંગ્રેજ મહેતાઓ અંગ્રેજ વખારીઓ તથા અંગ્રેજ તેમજ દેશી સિપાહીઓ હતા. દેશી માલ સારે ભાવે લઇ વખારમાં ભરી રાખતા, વેલાતી માલ જે આવતો તે સારો ભાવ આવે ત્યારે વેચતા. જે જમીન ઉપર મદ્રાસ વસાવ્યું હતું, તેનું ભોંય ભાડું કર્ણાટકના નવાબને આપતા અને કલકત્તાનું ભાડું બંગાળના નવાબને આપતા. પણ ૧૭૪૬ પછી એવા બનાવો બનવા લાગ્યા કે અંગ્રેજોને રાજકીય બાબદોમાં ભાગ લેવો પડયો, અને એવા ન ધારેલા બનાવો બન્યા કે તેથી અંગ્રેજી અમલની શરૂઆત થઈ.

**હિન્દમાં સર્વોપરી રાજ્ય સ્થાપવાની યુક્તિ**—ફ્રેન્ચ વેપારીઓ પણ વેપારજ કરતા હતા, પણ એક વિલક્ષણ પુરૂષે એક નવી બાજી રચી. સને ૧૭૪૬માં પોન્ડિચેરીનો ફ્રેન્ચ ગવરનર ડુપ્લે હતો. આ અમલદાર ઘણો બાહોશ રાજકાજથી જાણીતો, દેશી રાજ્યો તથા દેશીઓનાં રીત રીવાજથી માહીતગાર હતો. એની દીર્ઘદૃષ્ટિ તથા શોધક બુધ્ધિ અદ્દભૂત પ્રકારની હતી. એક અંગ્રેજ ઇતિહાસકર્તા (મેકાલે) લખે છે કે જ્યારે અંગ્રેજ વેપારીઓ મત્ર વેપારમાંજ પડયા હતા અને વેપાર સિવાય બીજી કોઇ બાબત ઉપર ધ્યાન આપતા ન હતા, ત્યારે ડુપ્લેએ એક મહાન યોજના રચી. તેણે જોયું કે

મુગલ રાજ્ય તો તદન છિન્ન ભિન્ન થઇ ગયું છે, એ મુગલ રાજ્યને ઠેકાણે યુરોપીઅન રાજ્ય સ્થાપી શકાય એમ છે. હવે આ યોજનાને અમલમાં કેમ મૂકવી તેનો વિચાર પણ ડુપ્લે કરી રાખ્યો હતો. તેણે જોયું કે હિન્દુસ્થાનના સિપાહીઓ બહાદુર તો છે પણ દેશીઓ યુદ્ધ કળામાં ઘણા પાછળ પડી ગયા છે. તેથી જો હિન્દી સિપાહીઓને ફ્રેન્ચ અમલદારોના હાથ તળે સારી કવાયત આપી હોય તો તેમની આગળ દેશી રાજાઓના કવાયત વગરના સિપાહીઓ ટકી શકનાર નથી. પછી તેણે જનરલ બુસી નામના સરદાર પાસે એક નાનુ દેશી લશ્કર તૈયાર કરાવ્યું. હવે જો બે દેશી રાજાઓ લડે તો એકનો પક્ષ લઇ તેને ગાદીએ બેસાડી તેના તરફથી રાજ્યનો કારભાર ચલાવવો. એમ એક પછી એક રાજાઓને પોતાના દસ્ત નીચે રાખી હિન્દમાં સર્વોપરી થવું—આવી રીતે હિન્દની શેહેનશાત મેળવવાની રાજ્યનીતિ ડુપ્લેની હતી. હિન્દનો કબજો લેવાનો વિચાર અંગ્રેજોને સ્વપ્ને પણ ન હતો.

**ડુપ્લેની રાજ્યનીતિ અંગ્રેજો શીખ્યા**—ડુપ્લેનો વિચાર એવો હતો કે એની યુક્તિ અંગ્રેજો ન જાણે તેથી તેણે ઠરાવ કર્યો કે જો બને તો અંગ્રેજોને હિન્દમાંથી પ્રથમ હાંકી કાહાડવા, અને ત્યાર બાદ એક પછી એક દેશી રાજાઓને પોતાના હાથ નીચે લઇ લેવા. એ નેમ પાર પાડવાની તક તેને થોડા વખતમાં મળી. અંગ્રેજો અને ફ્રેંન્ચો વચ્ચે યૂરપમાં યુધ્ધ જાગ્યું, તેથી હિન્દમાં પણ અંગ્રેજ તથા ફ્રેંન્ચો વચ્ચે લડાઇ થઇ. ડુપ્લે એ પોતાના મોટાં લશ્કર વડે મદ્રાસ લઇ લીધું ( ૧૭૪૬ ) અને અંગ્રેજોને હિન્દમાંથી કહાડવાની તૈયારી કરતો હતો એટલામાં અંગ્રેજોએ કરણાટકના નવાબને અરજ કરી કે ફ્રેંન્ચો

પાસેથી મદ્રાસ તેમને પાછું અપાવવું. નવાબે હુકમ ડુપ્લે ઉપર મોકલ્યો પણ ડુપ્લે એ તે હુકમનો અનાદર કર્યો. તે ઉપરથી નવાબે દસહજાર માણસોનુ લશ્કર તેની સામા મોકલ્યું. ડુપ્લેના નાના લશ્કરે આ બીન કવાયદી લશ્કરને સેહેલથી હરાવ્યું. આ લડાઇથી અંગ્રેજોની આંખો ઉઘડી. એટલામાં સારે નસીબે ૧૭૪૮માં અંગ્રેજો તથા ફ્રેન્ચોની લડાઇ બંધ પડી. મદ્રાસ પાછું અંગ્રેજોને મળ્યું. ડુપ્લે બહુજ નિરાશ થયો.

**કર્ણાટકમાં પેહલું યુદ્ધ**—એજ વરસમાં એટલે ૧૭૪૮માં દક્ષિણ હૈદરાબાદનો સૂબો નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામ્યો. એણે દક્ષિણનો ગોદાવરી તથા કૃષ્ણા વચ્ચેનો ભાગ જ્યાંનો એ સૂબો હતો તે દેશ પોતાને કબજે લઇ લીધો હતો અને ત્યાંનો સ્વતંત્ર નવાબ બન્યો હતો. મુગલ રાજ્યની પડતી થયા પછી જે નવાં રાજ્ય થયાં તેમાં એ બહુ બળવંત રાજ્ય હતું. નિઝામના મરણ પછી ગાદીને માટે તેના પુત્ર નસીરજંગ તથા તેના પૌત્ર મુઝફ્ફરજંગ વચ્ચે લડાઇ થઇ. એજ વખતે કર્ણાટકમાં પણ લડાઈ જાગી. કર્ણાટકનો નવાબ અન્વર ઉદ્દીન હતો. તેની સામે ચંદા સાહેબે વાંધો ઉઠાવ્યો. એ ચંદા સાહેબ આગલા નવાબનો સગો હતો. મુઝફ્ફરજંગને નસીરજંગે કહાડી મુકયો તેથી તે તથા ચંદા સાહેબ બન્ને ડુપ્લે પાસે મદદ માંગવા ગયા. ડુપ્લે તો આવી તકની રાહ જોતો હતો. તેણે ખુશીથી હા કહી અને પોતાનુ નાનુ પણ કવાયદવાળું લશ્કર તેઓ બન્નેના લશ્કર સાથે જોડી દીધું અને ફ્રેન્ચ સરદાર જનરલ બુસીની સરદારી તળે આ એકત્ર લશ્કર પેહલાં અન્વર ઉદીન સામે ગયું. અન્વરઉદીન અમ્બૂરની લડાઇમાં હાર્યો ને માર્યો ગયો. ચંદા સાહેબ કર્ણાટકનો

નવાબ બન્યો. ત્યાર પછી જનરલ બુસી મુઝફ્ફરજંગને લઇ હૈદરાબાદ ગયો. નસીરજંગને એટલામાં કોઇએ મારી નાખ્યો, અને મુંઝફ્ફરજંગને ગાદી આપવાની ગોઠવણ થતી હતી એટલામાં એને પણ કોઇએ મારી નાખ્યો. તે ઉપરથી નિઝામના ત્રીજા છોકરા સલાબતજંગને હૈદરાબાદની ગાદીપર ડુપ્લે એ બેસાડયો. એક વરસની ટુંકી મુદતમાં (૧૭૫૧) ડુપ્લે એ કર્ણાટકની તથા હૈદરાબાદની ગાદી ઉપર પોતાના નવાબો બેસાડયા. ડુપ્લેનુ લશ્કર પણ ત્યાંજ રહ્યું. હવે કોમોરિન ભૂશીરથી ગોદાવરી લગી ડુપ્લે સર્વોપરી થયો.

પણ બાજી અરધી પાર પડી. અન્વરઉદીનનો છોકરો મહમદઅલી અંબૂરની લડાઈમાંથી નહાસીને ત્રિચનાપલીમાં ભરાયો. ચંદા સાહેબે ત્રિચનોપલીને ઘેરો નાંખ્યો. મહમદઅલીએ અંગ્રેજોની મદદ માંગી. અંગ્રેજો અત્યાર લગી દેશી રાજાઓની ખટપટમાં પડયા ન હતા. તેઓ વેપાર શીવાય બીજી કોઇ વાતપર ધ્યાન આપતા નહતા. પણ ડુપ્લેની રાજ્યનીતિથી તથા તેને જે ફતેહ મળી તેથી એઓની આંખ ઉઘડી. તેઓએ જોયું કે હવે તેઓએ પણ ડુપ્લેની રાજ્યનીતિ અખત્યાર કરવી જોઇએ. જો ડુપ્લે અને ચંદા સાહેબ મહમદઅલીને તાબે કરે તો પછી તેઓ અંગ્રેજોને મદ્રાસમાંથી પણ કહાડી મુકે. આ વિચારથી અંગ્રેજોએ મહમદઅલીને મદદ કરવાનો ઠરાવ કર્યો. મદ્રાસનો ગવરનર ત્રિચનાપલી લશ્કર મોકલવાની તૈયારી કરતો હતો તે વખતે નાની પદવીના એક જુવાન અમલદારે સલાહ આપી કે ત્રિચનાપોલી લશ્કર મોકલવાને બદલે જો ચંદા સાહેબની રાજ્યધાની આર્કટનો કબજો લઇએ તો ચંદા સાહેબને ત્રિચનાપલી છોડી આર્કટ આવવું પડશે એટલે મહમદઅલી ઘેરામાંથી નીકળી શકશે. ગવર્નરને

એ સલાહ પસંદ પડી અને તેનેજ તે કામ સોંપ્યું. એ અમલદારનુ નામ કલાઇવ હતું.

**રૉબર્ટ કલાઇવ**—જે વખતે ડુપ્લેની યોજના સંપૂર્ણ થવાની તૈયારીમાં હતી તે વખતે જાણે કુદરત અંગ્રેજોને મદદ કરતી હોય એવો બનાવ બન્યો. ડુપ્લે જેવો કુશળ તથા શોધકબુધ્ધિવાળો પુરૂષ અંગ્રેજોમાં ન હતો. પણ આ વખતે અંગ્રેજ કંપનીની નોકરીમાં એક જુવાન માણુસ હતો. તે નાનપણુમાં બહુ તુફાની મસ્તીખોર છોકરો હતો. તે બરોબર નિશાળમાં ભણતો નહિ અને પોતાના જેવા છોકરાઓનો સરદાર બની ખુબ તુફાન મચાવતો. તેના બાપે કંટાળી તેને કંપનીની નોકરીમાં રખાવ્યો અને તે મદ્રાસ આવ્યો. તેને કાર્કુનની જગયા આપી હતી. પણ લડાઇ શરૂ થતાં તે લશ્કરમાં દાખલ થયો. કુદરતે જાણે એને યુધ્ધકળા શીખવીનેજ આ દુનિયામાં મોકલ્યો હોય એમ લાગતું. કેમકે તે લશ્કરી તાલીમ વગર એક કુશળ સરદાર બન્યો, અને પોતાની ચાલાકીથી ડુપ્લેની યોજનાને નિષ્ફળ કરી. અંગ્રેજી રાજ્યની સ્થાપનામાં કુદરતનો હાથ હોય એમ સ્પષ્ટ જણાય છે.

**આર્કટનો ઘેરો**—૧૭૫૧ રૉબર્ટ કલાઇવ દેશી અને અંગ્રેજ સિપાહીઓનુ એક નાનુ લશ્કર લઈ આર્કટ ગયો અને તે શેહેર લઇ લીધું. કલાઇવ જાણુતો હતો કે ચંદા સાહેબ પોતાની રાજ્યધાનીનો કબજો લેવા જરૂર ત્રિચનાપલીથી આવશે, તેથી તેણુે ઘેરાને માટે બધી સામગ્રી તૈયાર કરી. ચંદા સાહેબે પોતાના છોકરા રાજા સાહેબને થોડું લશ્કર આપી આર્કટ મોકલ્યો. તેણે આર્કટને ઘેરો નાખ્યો. દેશી અને અંગ્રેજ સિપાહીઓ ઘણી બહાદુરીથી લડયા અને રાજા સાહેબના હલ્લા મારી હઠાવ્યા. પછી કલાઇવની કુમકે એક બીજો

અંગ્રેજ સરદાર મેજર લારન્સ નવું લશ્કર લઇને આવ્યો, એટલે રાજા સાહેબને નહાસવું પડ્યું. હવે ક્લાઇવ તથા લારન્સ ત્રિચનાપોલી તરફ કુચ કરી ગયા. ચંદા સાહેબ તથા ફ્રેંચો હાર્યા. ચંદા સાહેબ માર્યો ગયો અંગ્રેજોએ મહમદઅલીને કર્ણાટકની ગાદીએ બેસાડ્યો, ૧૭૫૨. આ પ્રમાણે અંગ્રેજો ડુપ્લેની રાજ્યનીતિ શીખી ગયા અને કર્ણાટકમાં પોતાની સત્તા બેસાડી. મહમદઅલી તેમનો બેસાડેલો નવાબ હતો, તે અંગ્રેજોના રક્ષણ તળે હતો. આ પ્રમાણે અંગ્રેજી રાજ્યની શરૂઆત થઇ. ડુપ્લેની મહાન યોજનાઓ અને તેની મોટી મોટી નેમો ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડીઆ કમ્પની તેમજ ફ્રેન્ચ સરકાર સમજવાને અશકત હતી, તેથી તેઓએ તેની મહાન સેવાની કદર જાણી નહિ, તેને ફ્રાન્સ બોલાવી લીધો, અને તે ઘણી દરિદ્ર સ્થિતિમાં મરણ પામ્યો. લડાઇનો અંત ૧૭૫૪માં આવ્યો.

**કર્ણાટકમાં બીજું યુદ્ધ** (૧૭૫૮ થી ૧૭૬૧).—આ લડાઇમાં ફ્રેંચ સત્તાનો અંત આવ્યો. સને ૧૭૫૬માં યુરોપમાં વળી ફ્રેંચ તથા અંગ્રેજો વચ્ચે લડાઇ જાગી, તેથી હિન્દુસ્થાનમાં એ બેઉ પ્રજાઓએ સામસામા હથીઆર ઉઠાવ્યાં, ફ્રાન્સથી એક નવો ગવર્નર નામે કૌન્ટ-ડી-લાલી આવ્યો, એ ઘણો બહાદુર પણ અવિચારી માણસ હતો, ડુપ્લે જેવો ઠરેલ તથા દુરઅંદેશ ન હતો. બંગાલમાં આ વખતે લડાઇ ચાલતી હતી, તેથી ક્લાઇવ ત્યાં રોકાયલો હતો, પણ એક બીજો અંગ્રેજ સરદાર ક્લાઇવ જેવોજ ખબરદાર હતો, તેનું નામ **સર આયર કુટ** હતું, તેણે લાલીને વાન્દેવાશ આગળ ૧૭૬૦માં હરાવ્યો. અને પોન્ડિચેરીને ઘેરી લઈ તે શહેર ૧૭૬૧માં લઈ લીધું. બીજાં ફ્રેન્ચ સંસ્થાનો પણ લઈ લીધાં, આ પ્રમાણે હિન્દમાં ફ્રેન્ચ

રાજ્ય સ્થાપવાની યોજના હવામાં ઉડી ગઇ, પોન્ડિચેરી વગેરે ફ્રેન્ચ સંસ્થાનો ફ્રેન્ચોને પાછાં મળ્યાં તો ખરાં; પણ તેઓની સત્તા ગઈ અને તેની સાથે તેમની કીર્તિ પણ ગઇ, ૧૭૬૧. હવે અંગ્રેજોના કોઈ હરીફ રહ્યા નહિ.

**કલકત્તાનું બ્લૅક હોલ.**—કલકત્તા શહેર સ્થાપ્યા પછી અંગ્રેજોનો બંગાલમાં બહુ સારો વેપાર ચાલતો હતો. પટના, ઢાકા વગેરે શહેરોમાં તેમની કોઠી હતી. બંગાલનો નવાબ અલી વર્દીખાન હતો. મુગલ રાજ્યની પડતી થઇ ત્યારે તેણે બંગાલનો કબજો લીધો અને ત્યાંનો સ્વતંત્ર નવાબ બન્યો. એ ૧૭૫૬માં મરી ગયો. એના પછી એનો પૌત્ર સિરાજ-ઉદ-દૌલા નવાબ થયો. એ ૨૦ વર્ષનો નાદાન માણસ હતો. એશઆરામ તથા લાડમાં ઉછરેલો હોવાને લીધે તે તદન બેવકૂફ, અજ્ઞાન તથા સ્વછંદી બન્યો હતો. જેમ કોઇ માણસને કોઈ વસ્તુ તરફ જાતી અભાવ હોય છે તેમ એને અંગ્રેજો તરફ હાડવેર હતું. ફ્રેંચો સાથે લડાઇ થવાનો સંભવ હોવાથી કલકત્તાના ગવર્નરે કિલ્લાની મરામત કરવા માંડી; વળી એક આબરૂદાર ધનવાન હિંદુ ગૃહસ્થ નામે રાયવલ્લભ તથા તેના છોકરા કૃષ્ણદાસની દોલત લૂટી લઇ તેના બાળબચ્ચાંઓની આબરૂ લેવાનો નવાબનો વિચાર જણાયાથી તેઓ કલકત્તે આવી અંગ્રેજના આશ્રય તળે આવી રહ્યા. નવાબે મરામતનું કામ અટકાવવાને તથા પેલા હિંદુ ગ્રહસ્થને પોતાને સ્વાધીન કરવાને અંગ્રેજ ગવર્નરને હુકમ લખી મોકલ્યો. અંગ્રેજ ગવરનરે કહ્યું કે ફ્રેન્ચો સાથે લડાઇ થવાનો સંભવ છે, માટે કિલ્લાના રક્ષણ માટે મરામતની જરૂર છે, અને આશ્રિત જનોને પર સ્વાધીન કરીએ તો અમારી આબરૂ જાય. આ જવાબથી નવાબને ક્રોધ ચઢયો અને

એક મોટું લશ્કર લઈ કલકત્તાપર ચઢાઇ કરી. કલકત્તામાં માત્ર ૧૭૫ સિપાહીઓ કિલ્લા તથા વખારોના રક્ષણ માટે રાખેલા હતા. નવાબના લશ્કર સામે તેઓ થોડા દિવસ સુધી લડયા પછી તેઓ તાબે થયા. ઘણા ખરા અંગ્રેજો તો વહાણમાં બેસી મદ્રાસ ન્હાસી ગયા. ૧૪૬ અંગ્રેજો જે શહેરમાં હતા તે તાબે થયા. હવે એક ભયંકર બનાવ બન્યો. રાત પડતાં તે ૧૪૬ અંગ્રેજોને એક નાના ૨૦ ફીટ ચોરસ ઓરડામાં પૂરયા. એ ઓરડાને બે નાની જાળીવાળી બારીઓ હતી. જુન મહીનાની સખ્ત ગરમીથી તથા ઓરડામાં આટલા માણસોને ઉભા રહેવાની પણ જગ્યા ન હોવાથી તેઓ બહુ ગભરાયા અને વ્યાકુલ બની પેહેરેગીરોને દરવાજા ખોલવાને કાલાવાલા કર્યા, પણ તેઓ બોલ્યા કે નવાબ સુતેલા છે, તેને જગાડયા નહિ, હુકમ વગર દરવાજા કેમ ખોલાય. ગરમી, તરસ, તથા વિષમય હવાથી સવાર પડતાં ૧૨૩ માણસો મરી ગયાં અને માત્ર ૨૩ માણસોને સવારે બહાર ખેંચી કાહડયા. આ (કારાગ્રહનુ) તે દિવસથી ધી બ્લૅક હોલ નામ પડયું. એ બનાવ ૧૭૫૬માં બન્યો.

**બંગાલમાં અંગ્રેજી રાજની સ્થાપના.**—જ્યારે મદ્રાસના ગવર્નરને આ બનાવ વિષે ખબર પડી ત્યારે તેણે કલાઇવને એક લશ્કર આપી કલકત્તે મોકલ્યો. કલાઇવે સિરાજ–ઉદ–દૌલાના લશ્કરને હરાવી કલકત્તા લઇ લીધું. એ દરમ્યાન મુર્શિદાબાદ જે નવાબની રાજધાની હતી ત્યાં નવાબની સામાં એક કાવત્રું રચાયું. એની બદચાલથી ઘણાં આબરૂદાર માણસો હિન્દુ તેમજ મુસલમાન કંટાળી ગયા હતા. નવાબના ખજાનચી રાયદુર્લભ, જગતશેઠ નામનો એક સાહુકાર તથા નવાબનો એક સરદાર મીરજાફર અને કલાઇવે મળી ઠરાવ કર્યો કે મીર

જાફરને ગાદી આપવી, અને ક્લાઇવ પોતાનું કવાયદ પામેલું લશ્કર લઇ નવાબની સામા લડવા આવે, અને મીરજાફર લડાઈ શરૂ થયા પછી કલાઇને આવીને મળે. એ વાતની ખબર નવાબને થતાં તે મુર્શિદાબાદથી નિકળ્યો. ક્લાઇવ પણ કલકત્તાથી પોતાના નાના પણ કવાયદી લશ્કર સાથે નિકળ્યો.

**પ્લાસી**—આગળ યુદ્ધ થયું. સહવારથી લડાઇ શરૂ થઇ, મીરજાફર અંગ્રેજોનું બહુજ નાનું લશ્કર જોઈ નાહિમ્મત થઇ ગયો. અને કલાઇવને વાયદા પ્રમાણે આવીને મળ્યો નહિ, પણ કલાઇવ કસાયલો સરદાર હતો, અને તેનું લશ્કર કવાયદવાળું હતું એટલે પાછલો પહોર થતાં નવાબના લશ્કરને હરાવ્યું પછી મીરજાફર કલાઇવને આવી મળ્યો. સિરાજ–ઉદ–દૌલા મુર્શિદાબાદ નાસી ગયો. કલાઇવ તથા મીરજાફર પણ લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યા. મીરજાફરના છોકરાએ સિરાજ–ઉદ–દૌલાને મારી નાખ્યો. કલાઇવે મીરજાફરને બંગાલનો નવાબ બનાવ્યો, ૧૭૫૭. પ્લાસીની લડાઇથી બંગાલમાં અંગ્રેજી અમલ સ્થપાયો. કેમકે મીરજાફરનો બધો આધાર અંગ્રેજી લશ્કર ઉપર હતો. બંગાલમાં પણ કર્ણાટકની પેઠે પોતાના હાથમાં મુલક લેવાને બદલે અંગ્રેજોએ પોતાનો એક નવાબને ગાદીએ બેસાડયો. પછી કલાઇવ પોતાને દેશ ગયો.

**મીરકાસીમ**—મીરજાફરે માત્ર ત્રણ વરસ સત્તા ભોગવી. તે રાજ્ય ચલાવવાને અશકત હતો, તેથી તેના જમાઈ મીર કાસીમને અંગ્રેજોએ નવાબ બનાવ્યો. અને મીર જાફરને પેન્શન આપ્યું. પણ મીર કાસીમ તથા અંગ્રેજો વચ્ચે વાંધો પડયો. તેથી અંગ્રેજોએ તેને ઉઠાડી મુકયો, અને મીર જાફરને ફરી નવાબ બનાવ્યો. મીર કાસીમ

ન્હાસીને અયોધ્યાના નવાબ શુજા-ઉદ્-દોલા પાસે ગયો. હવે મુગલ પાદશાહ શાહ આલમ જેની પાસે કશી સત્તા ન હતી તે આ વખતે અયોધ્યાના નવાબના રક્ષણ તળે રહેતો હતો. જ્યારે મીર કાસીમ ત્યાં ગયો અને મદદ માગી ત્યારે શુજા-ઉદ-દૌલા અને શાહ આલમ તેની મદદે આવ્યા. અંગ્રેજોએ શુજા-ઉદ-દૌલા તથા મીર કાસમ તથા શાહ આલમને બક્સાર ની લડાઇમાં હરાવ્યા,(૧૭૬૪). મીર કાસીમ ન્હાસી ગયો. પણ અયોધ્યાનો નવાબ અને શાહઆલમ તાબે થયા. એટલામાં કલાઇવ ઇંગ્લંડથી પાછો ફર્યો. તેણે અલાહબાદ આગળ તેમની સાથે સલાહ કરી.

**બંગાલ બિહારની દીવાની**—અયોધ્યાના નવાબને તેનું રાજ્ય પાછું આપ્યું. કલાઇવે શાહઆલમને અલાહાબાદ શહેર તથા ગંગા અને જમુના વચ્ચેનો મુલક જેને દોઆબ કહે છે તે આપ્યો. અને તેને પોતાના રક્ષણ તળે રાખ્યો. એના બદલામાં શાહઆલમે અગ્રેજોને બંગાલ બિહારની દીવાની આપી. એટલે એ પ્રાંતોની મહેસુલ લેવાનો હક આપ્યો. આ કોલકરારને અલાહાબાદના કરાર કહે છે, (૧૭૬૫).

પ્લાસીની લડાઇ પછી અંગ્રેજો બંગાલ-બિહારના વસ્તુતઃ માલેક થયા હતા. મીર જાફર તથા મીર કાસીમ તેઓના બેસાડેલા નવાબ હતા અને તેમના આશ્રિત હતા. ત્યારે શાહઆલમ જેની પાસે કંઈ પણ સત્તા ન હતી તેની પાસેથી અંગ્રેજોએ બંગાલ બિહારની દીવા-નીનો હક મેળવ્યો, એનો અર્થ શો ? એનો ખુલાસો એ છે કે શાહ આલમ જો કે અયોધ્યાના નવાબને આસરે હતો તોએ હિંદુસ્તાનમાં એવું સામાન્ય માનવું હતું કે આખા દેશનો હકદાર માલેક તો પાદશા હજ છે. અને કોઇને એકાદ પ્રાંત આપવાનો હોય તો તેનો હક માત્ર પાદશાહનોજ છે. આ લોક લાગણીને માન આપી અંગ્રેજોએ બંગાળની

દીવાની શહેનશાહ પાસેથી અમે મેળવી છે એવું જાહેર કર્યું (આ સંબંધમાં શિક્ષકે King de facto અને King de jure તે શું તે સમજાવવું.)

**બંગાળનો બેવડો કારોબાર**—બંગાળ બીહારની દીવાની મળ્યા પછી કલાઇવે બંગાળમાં નવીન પ્રકારનું રાજ્ય બંધારણ બનાવ્યું. મીર જાફર મરી ગયો હતો તેથી તેના છોકરાને નવાબ બનાવ્યો અને ન્યાય ખાતું તથા મહેસુલની વસુલાત તેને સોંપી અને દેશ રક્ષણ અર્થે લશ્કર કંપનીનું રાખ્યું. આવો બેવડો કારોબાર નિષ્ફળ નિવડયો. બંગાળ જેવો રસાળ દેશ હાથ આવ્યા છતાં કંપનીને દેવું કરવું પડયું. અને રૈયત નિર્ધન થઈ ગઇ તે જુદી. ત્યારે દેશની દોલત ગઇ કયાં ? નવાબના દેશી અમલદારો રૈયતને લુટી પોતાના ગજવા ભરતા. કંપનીના અંગ્રેજ અમલદારો પોતાને અંગે વેપાર કરી મોટી

---

સૂચના—શિક્ષકે બચ્ચાંઓને સમજ પાડવી કે અમલદારો દેશી હતા તેથી તેઓ લાંચીઆ હતા એમ ન હતું, પણ જ્યાં રાજ્યકર્તા આપ અખત્યાર હોય, જ્યાં નોકરીનો પાયો તેની મરજી ઉપર રચાયલો હોય—આજે નોકરીમાં રાખે કાલે બરતર્ફ કરે—ત્યાં સરકારી નોકરોને વિશ્વાસ નથી રેહતો કે આપણે અમલ ઉપર ઘણો વખત ટકીશું. એવું હોય છે ત્યારે તેઓ બને તેટલી ઉતાવળથી પોતાના ગજવાં ભરી લે એ સ્વાભાવિક છે. પણ જ્યાં સરકારનો પાયો કાયદા ઉપર રચાયલો હોય, જ્યાં દરેક અમલદાર નાનો કે મોટો, એમ ખાત્રીથી માને કે જો પ્રમાણિકપણે નોકરી કરીશ તો મને કોઈ વગર વાંકે બરતરફ કરી શકનાર નથી અને વૃધ્ધ વયે નોકરી છોડીશ તો જીવતાં સુધી પેન્શન મળશે ત્યાં લાંચ રૂસ્વતથી અમલદારો દુર રહે છે. અંગ્રેજ સરકારના અમલમાં બધું કાયદા પ્રમાણે થાય છે—એક ૧૦ રૂના પટાવાળાને વગર કસૂરે ગવરનર-જનરલ પણ બરતરફ કરી ન શકે.

દોલત ભેગી કરવા મંડી ગયા હતા. કાયદાનું ઠેકાણું ન હતું. કાયદો શું છે મહેસુલ કેટલી ભરવાની તેની રૈયતને ખબર ન હતી. ન્યાયાધીશો ઘુમ લાંચો લેતા એટલે રૈયતની ફરીયાદ કોણ સાંભળે. પુષ્કળ અંધેર ચાલી રહયો હતો. કલાઇવ કુશળ લશ્કરી અમલદાર હતો. એણે અંગ્રેજ રાજ્યનો પાયો નાખ્યો ખરો પણ રાજ્ય વ્યવસ્થા કેમ કરવી એ તેને ખબર ન હતી. આવો અંધેર કારભાર ૧૭૬૫થી ૧૭૭૨ લગી ચાલ્યો.

## પ્રકરણ ૧૦ મું.

**વૉરન હેસ્ટિંગ્સ**—આ અંધેર મટાડવાને રાજ્ય પ્રકરણમાં કુશળ એવા એક માણસની જરૂર હતી. તેવો એક અમલદાર કંપનીની નોકરીમાં હતો. તેનું નામ વૉરન હેસ્ટિંગ્સ હતું. કંપનીએ એને બંગાળ બીહારનો ગવરનર નીમ્યો. અને એણે આ અંધેર દુર કરવાનું કામ માથે લીધું. પ્રથમ એણે બેવડો કારોબાર કહાડી નાખ્યો. નવાબને અને તના હાથ નીચેના અમલદારોને રજા આપી. આખા પ્રાંતમાં જેટલા જીલ્લા હતા તે દરેક જીલ્લા ઉપર એણે એક પ્રમાણિક અંગ્રેજ અમલદાર નીમ્યો. તેને કલેકટર કહેતા. તેને મુલકી ખાતું ( એટલે મહેસૂલ વસુલ કરવાનું ખાતું ) અને ફોજદારી ખાતુ ( એટલે કોઇ દાદ માગવા આવે તેને ઇનસાફ આપવાનુ ખાતુ. ) સોપ્યાં હતાં. અંગ્રેજ કલેકટરો દેશી રીત રીવાજથી વાકેફ ન હતા તેથી તેમની સાથે હિન્દુ પંડિતો તથા મુસલમાન કાજીઓ રાખ્યા હતા. તેઓ હિન્દુ તથા મુસલમાન ધારા તથા રીત રીવાજ કલેકટરને સમજાવતા અને

તે પ્રમાણે કલેકટરો ઇનસાફ કરતા. મહેસુલ કેટલી ભરવી તેની સમજ ખેડુતોને આપવામાં આવી. મહેસુલ બરોબર આવવા લાગી તેથી દેશની આવક વધી અને રૈયત પાસેથી ઠેરવેલી મહેસુલ લેવાતી હતી હવે તેઓને કોઇ લૂટતું ન હતું તેથી રૈયત સુખી થઈ. હેસ્ટિંગ્સે બંગાળના ગવર્નર તરીકે બે વરસ કામ કીધું. (૧૭૭૨—૧૭૭૪).

**પહેલો ગવર્નર જનરલ**—( ૧૭૭૪-૧૭૮૫ ) હિન્દુસ્થાનમાં કંપની પાસે હવે બે મોટા પ્રાંત હતા—પૂર્વમાં બંગાળ અને દક્ષિણમાં કર્ણાટક—અને કંમ્પની તે પ્રાંતની વ્યવસ્થાં યોગ્ય રીતે કરે છે કે કેમ તેની દેખરેખ રાખવી એ પોતાની ફરજ છે એમ ઇંગ્લંડની પાર્લામેંટ વિચાર કર્યો તેથી તેઓએ રેગ્યુલેટિંગ ઍક્ટ (૧૭૭૩) નામનો કાયદો બનાવ્યો. તેમાં એવું લખેલું હતું કે બંગાળનો ગવર્નર તે ગવરનર જનરલ કહેવાય અને મુંબઇના તથા મદ્રાસના ગવરનરો તેના તાબામાં રેહે. હિન્દુસ્થાનમાં કંપનીના તાબાના મુલ્કની જવાબદીરી ગવરનર જનરલને માથે રહે. ગવરનર જનરલને મદદ કરવાને ચાર સભાસદોની એક કાઉન્સિલ રાખવી. એટલે ગવર્નર જનરલ તથા કાઉન્સિના સભાસદો એકઠા મળી કારોબાર ચલાવે. દર ૨૦ વરસે પાર્લામેન્ટ કંપનીના કારોબારમાં ઘટતો ફેરફાર કરી તેને પટો ફેરવી આપે. આ કાયદાની રૂએ હેસ્ટિંગ્સ પહેલો ગવરનર જનરલ થયો.

**પહેલો મરેઠી વિગ્રહ**—૧૭૭૫-૧૭૮૨—માધવરાવના મરણ પછી તેના ભાઇ નારાયણરાવ ને પેશ્વાઇ મળી. એનો કાકો રાઘોબા બહુ લોભી અને પ્રપંચી હતો. તેની બાયડી આનંદીબાઇએ પેશ્વાને ઝેર આપી મારી નંખાવ્યો. (૧૭૭૫). રાઘોબાએ ગાદી લીધી પણ નાના ફડનવીસ અને બીજા વફાદાર અમલદારોએ રાઘોબાને કહાડી મૂકયો અને નારા-

યશુરાવનો પુત્ર જે તેના બાપના મરણ પછી અવતર્યો હતો તેને પેશ્વા ઠરાવ્યો. તેથી રાઘોબા સુરત આવ્યો અને મુંબઈના ગવરનર સાથે કરાર કીધા.

**સુરતના કરાર—૧૭૭૫.**—મુંબઇના ગવરનરે રાઘોબાને મદદ કરવાની કબુલાત આપી અને રાઘોબાએ તેમને વસાઈ તથા શાષ્ટી આપવા કબુલ કર્યું.

**પુરંધરના કરાર—૧૭૭૬.**—મુંબઈના ગવર્નરે ગવરનર જનરલની રજા વગર સુરતના કરાર કર્યા હતા તેથી હેસ્ટિંગ્સે તેને રદ કર્યા અને પુરંધર આગળ નાના ફડનવીસ સાથે કરાર કર્યા. તેમાં એવું ઠર્યું કે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ ન કરવો અને શાષ્ટી બેટ તેઓએ રાખવો. પણ એટલામાં રાઘોબા તથા મુંબઈ સરકારે ઇંગ્લંડ લખી મોકલ્યું. ત્યાંથી હુકમ આવ્યો કે રાઘોબાને મદદ કરવી. મુંબઈથી એક નાનું લશ્કર રાઘોબા સાથે પુને ગયું. પણ તેને મરેઠાઓએ મારી પાછું હઠાવ્યું. હેસ્ટિંગ્સે કલકત્તાથી બીજું લશ્કર મોકલ્યું. તેને કાંઈક ફતેહ મળી પણ એટલામાં દક્ષિણમાં મદ્રાસ સરકાર તથા મહમદઅલી સાથે હૈદરે યુધ્ધ ચલાવ્યું તેથી નાના ફડનવીસ સાથે મુંબઈ સરકારે સલાહ કીધી

**સાલબાઇના કરાર—૧૭૮૨**—અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દેવો પણ મરેઠી સરકારે તેને ત્રણ લાખનું વર્ષાશન આપવું. અંગ્રેજોએ તથા મરેઠાઓએ એકેકના શત્રુને મદદ કરવી નહિ. શાષ્ટી બેટ અંગ્રેજોએ રાખવો.

**મહિસૂર વિગ્રહ ( ૧૭૮૦-૧૭૮૪ )**—દક્ષિણમાં મહિસૂર એ જુનું હિંદુ રાજ્ય હતું. ત્યાં હિંદુ રાજા રાજ્ય કરતા હતા. જે વખતે

અંગ્રેજોએ મહમદઅલીને કરણાટકનો નવાબ બનાવ્યો તે વખતે હૈદર અલી નામનો એક પંજાબી સીપાહી રાજાની નોકરીમાં રહયો. તે બહાદુર તથા પ્રપંચી હતો. તેથી તેણે લુટવાનો ધંધો શરૂ કર્યો. ધીમે ધીમે રાજાના પ્રધાન નંદીરાજનો તે માનીતો થઈ પડયો. એમ કેટલાં વર્ષ ગયાં પછી તેણે વિશ્વાસઘાત કરી નંદીરાજને મારી નાખ્યો. રાજાને કેદ કર્યો ને પોતે મહિસૂરની ગાદીપર બેઠો, ૧૭૬૧.

ધીમે ધીમે હૈદરે પોતાનું બળ બહુ વધાર્યું અને કદી આગળ ન હતું એવું મહિસૂરના રાજ્યને બળવંત બનાવ્યું. એનું આવું બળ જોઈ મરેઠાઓ, નિઝામ, તથા મદ્રાસના ગવરનરે હૈદર સાથે યુદ્ધ કર્યું. તેથી એનું બળ કંઇ તૂટયું નહિ. આ વખતે એટલે ૧૭૮૦ જ્યારે મરેઠી વિગ્રહ ચાલતો હતો તેનો લાભ લઇ એણે કરણાટક ઉપર ચઢાઇ કરી સેંકડો ગામો પાયમાલ કીધાં અને હજારો માણસોનો સંહાર કર્યો કેમકે મદ્રાસ સરકારનું લસ્કર પોલીલોરની લડાઇમાં હારી ગયું. હેસ્ટિંગ્સે કલકત્તાથી લસ્કર મોકલ્યું. તેણે હૈદરને પોર્ટોનોવો, પોલીલોરની લડાઇમાં હરાવી કરણાટકમાંથી હડસેલી મૂકયો. પછી કરાર થયા કે એક એકનો જીતેલો મુલક પાછો આપવો.

**હેસ્ટિંગ્સની હેરાનગતિ**—મરેઠા વિગ્રહમાં મુંબઈ સરકારની અને મહિસૂર વિગ્રહમાં મદ્રાસ સરકારની કુમકે હેસ્ટીંગ્સને લસ્કર મોકલવાં પડયાં હતાં. અને તેનો ભારે ખરચ થયો હતો. પૈસા કયાંથી લાવવા? અયોધ્યાના નવાબ સુજા-ઉદ-દૌલાએ કંપની પાસેથી કરજે રૂપીઆ લીધા હશે. તે મરી ગયો અને તેનો છોકરો ગાદી ઉપર હતો. આ સંકટને સમયે હેસ્ટિંગ્સે તેને પોતાના બાપનું દેવું વાળવા કહ્યું. તેણે કહ્યું કે મારી પાસે કંઇ

નથી પણ માજી નવાબની બેગમો પાસે પુષ્કળ દોલત છે તે કહો તો લઇને આપું. હેસ્ટિંગ્સે રજા આપી. નવાબે મારી ઝુડી બેગમો પાસેથી ૭૫ લાખ રૂપીઆ કઢાવ્યા. ત્યાર પછી ચૈતસીંગ જેને અંગ્રેજોએ બનારસનો રાજા બનાવ્યો હતો અને જે બહુ ધનવાન હતો તેની કનેથી હેસ્ટિંગ્સે નાણાની મદદ માગી. તેણે ઉડાઉ જવાબ આપ્યો. ત્યારે હેસ્ટિંગ્સે તેને પદભ્રષ્ટ કર્યો. અને તેના ભત્રીજાને ગાદી આપી અને તેની પાસેથી મોટી રકમ લીધી. હેસ્ટિંગ્સની કાઉન્સિલનો એક સભાસદ સર ફિલિપ ફ્રાન્સિસ હેસ્ટિંગ્સનો કટ્ટો શત્રુ હતો. તેણે ઇંગ્લંડ જઈ હેસ્ટિંગ્સના કૃત્યો વિષે ફર્યાદ કરી. જ્યારે હેસ્ટિંગ્સ ઇંગ્લંડ પાછો ફર્યો ત્યારે તેના ઉપર રૈયતના ઉપર જુલમ કર્યાનું તોહમત મુકી પાર્લામેન્ટે તેના ઉપર કામ ચલાવ્યું. સાત વરસ લગી તપાસ ચાલી. આખરે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો.

**લૉર્ડ કૉર્નવૉલિસ.** (૧૭૮૫-૧૭૯૩) વોરન હેસ્ટિંગ્સના ગયા પછી બીજો ગવરનર જનરલ લૉર્ડ કૉર્નવૉલિસ હતો. હૈદર ૧૭૮૨માં મરણ પામ્યો. તેના પછી તેનો દીકરો ટીપૂ મહિસૂરની ગાદી ઉપર બેઠો. ટીપુ પણ એના બાપ જેવો કુશળ રાજ્યકર્તા હતો પણ એ બહુ ધર્માંધ હતો. અને ઔરંગજેબની પેઠે એણે હિંદુ રૈયતને મારી મુસલમાન કરવાનો ઠરાવ કર્યો હતો. મલાબાર કુર્ગ વગેરે હિન્દુ રાજ્યો જીતી લઈ ત્યાંની રૈયત પાસે પોતાનો પ્રાચીન ધર્મ ત્યાગ કરાવ્યો અને જેઓ ન વટલ્યા તેમનો સંહાર કર્યો. બાકીના ન્હાસી ગયા. એ કર્યા પછી એણે ત્રાવણકોર પર ચઢાઇ કરી. ત્યાંના રાજાએ અંગ્રેજોની મદદ માગી. મદ્રાસ સરકારે કૉર્નવૉલિસને પુછ્યું. તેણે મદદ કરવા હા કહી. અને પોતે લશ્કર લઈ મદ્રાસ ગયો. નીઝામ તથા

નાના ફડનવીસ સાથે મૈત્રી કરી. એ ત્રણે મળી ટીપુને હરાવ્યો અને એનું અરધું રાજ્ય લઈ લીધું.

**સર જૉન શૉર**—( ૧૭૯૩-૧૭૯૮ ) એ ત્રીજો ગવરનર જનરલ હતો. નારાયણરાવ પેશ્વાનો છોકરો જેને માટે રાઘોબા સાથે નાના ફડનવીસને લડવું પડયું હતું તે હવે મોટો થયો હતો. તેનું નામ માધવરાવ નારાયણ હતું. પણ બધો કારભાર નાના ફડનવીસના હાથમાં હતો. આ વખતે નાના ફડનવિસે નિઝામ પાસેથી ચદેલી ખંડણી માંગી. નિઝામે ના કહી અને સર જૉન શૉરની મદદ માંગી. અંગ્રેજો નિઝામના જેવા મિત્ર હતા તેવા મરેઠાના મીત્ર હતા. વળી ગવરનર જનરલને કંપનીનો સખત હુકમ હતો કે દેશી રાજની ખટપટમાં પડવું નહિ. તેથી તેણે એ ખટપટમાં પડવા ના કહી. મરેઠાઓએ નિઝામને કુર્દલાની મોટી લડાઈમાં હરાવ્યો, ( ૧૭૯૫ ) અને તેનો કેટલોક મુલક લઇ લીધો. ત્યાર પછી થોડા વખતમાં માધવરાવ નારાયણ આપઘાત કરી મરણ પામ્યો. હવે રાઘોબાના છોકરા બાજીરાવને પેશ્વા બનાવ્યો. એ કુછંદી, બાયલો, ખટપટી હતો. એણે નાના ફડનવીસને કેદ કર્યો. આ બાહોશ રાજ કારોબારીને તેની વૃધ્ધાવસ્થામાં તેની લાંબી નોકરી તથા વફાદારીનો આ બદલો મળ્યો. તેનું અંતઃકરણ ખિન્ન થયું અને તે ૧૮૦૦માં મરણ પામ્યો. એ ગયો અને એની સાથે મરેઠાઓનુ શાણપણ બી ગયું.

## પ્રકરણ ૧૧ મું.

**લૉર્ડ વેલેસ્લી**—( ૧૭૯૮-૧૮૦૫ ) એ ઘણો આગ્રહી તથા સ્વતંત્ર વિચારવાળો હતો. આખા હિન્દમાં અંગ્રેજી સત્તાને સર્વોપરી

બનાવવાની યુક્તિ એણે રચી. હિન્દુસ્થાનમાં નાના રાજ્યો ઘણાં હતાં. તેઓમાં અરસપરસ વેર હતું. એક બળવાન રાજ્યકર્તા જે તેમને અંકુશમાં રાખે એવો કોઇ ન હતો. તેથી નિરંતર લડાઇઓ થતી, લૂટફાટ થતી, ખેતીને વેપાર બંધ પડી ગયાં હતાં, અને રૈયત દુઃખી થઇ ગઈ હતી.

**સહાયકારી રાજનીતિ**—આવો ગેરબંદોબસ્ત જોઇ વેલેસ્લી એ ઠરાવ કર્યો કે હિંદમાં એક સર્વોપરી સરકાર હોવી જોઇએ. તે વખતે આખા હિંદમાં ચાર મોટાં રાજ્ય હતાં. મરેઠી રાજ્ય (પેશ્વા, હોલકર વગેરે), નિઝામ, ટીપુ, અને અંગ્રેજો. મરેઠાઓમાં કુસંપ હતો, નિઝામ અને ટિપુમાં એટલું બળ ન હતું કે મરેઠાઓને પોતાના તાબામાં રાખી શકે. ત્યારે એક સર્વોપરી બળવાન રાજ્ય સ્થાપવાનું કામ માત્ર અંગ્રેજો ઉઠાવી શકે. આ ઠરાવ કરી વેલેસ્લીએ પોતાની સહાયકારી રાજ્યનિતિનો ખુલાસો કરી દેશી રાજાઓ ઉપર પત્રો લખ્યાં. તેમાં આ શરતો હતી. ૧ જે દેશી રાજા અંગ્રેજ સાથે જોડાશે તેનું રક્ષણ અંગ્રેજ સરકાર કરશે. ૨ કોઇ પણ બીજા દેશી રાજ્યો સાથે તેણે કશો સંબંધ રાખવો નહિ. ૩ પોતાના રાજ્યમાં એક નાનું અંગ્રેજી લસ્કર રાખવું, અને તેનો પગાર આપવો.

નિઝામે એ શરતો કબુલ કીધી, એક અંગ્રેજ લસ્કર પોતાને ત્યાં રાખ્યું. (૧૭૯૮) નિઝામ તથા અંગ્રેજ સરકાર વચ્ચે તે દીવસથી અત્યાર લગી મિત્રાચારી રહી છે. ગાયકવાડે પણ તેજ વરસે આવા કરાર કર્યા. ટીપુએ જે અમલદાર વેલેસ્લીનો પત્ર લાવ્યો હતો તેને તુચ્છકારીને કહાડી મુકયો, ફ્રેન્ચો સાથે મળી ટીપુ લડાઇની તૈયારી કરતો હતો એટલામાં વેલેસ્લી ચઢી આવ્યો. ટીપુને હરાવ્યો ને ટીપુ

માર્યો ગયો, બાજી હિંદુ રાજા જેને હૈદરે ઉઠાડી મુકયો હતો તેના એક વંશજને ગાદી આપી. (૧૭૯૯)

**વસાઇના કરાર (૧૮૦૨).** નાના ફડનવીસના મરણ પછી પેશ્વાઇ સત્તા ભાંગી પડી. પેશ્વા બાજીરાવ તથા હોલકર વચ્ચે લડાઇ થઇ (૧૮૦૧) તેમાં પેશ્વા હાર્યો ને નાઠો. હોલકરે કોઈ બીજાને પેશ્વા બનાવ્યો. બાજીરાવ વસાઈ નાસી ગયો અને ત્યાં અંગ્રેજો સાથે કરાર કીધા.

એ કરાર પણ સહાયકારી પદ્ધતિ પ્રમાણેજ થયા. શરત ૧ લી અગ્રેજોએ બાજીરાવને ગાદી અપાવવા તથા તેનું રક્ષણ કરવા કબુલત આપી ૨ બાજીરાવે બીજાં રાજ્યો સાથે કશો વ્યવહાર નહિ રાખવા કબુલ કીધું. અને સહાયકારી લશ્કરી પુંનામાં રાખવાને હા કહી.

**બીજો મરેઠી વિગ્રહ** (૧૮૦૩). દોલતરાવ સિંધિયા તથા નાગપુરના રાજા રાઘોજી ભોંસલેને વસાઇના કરાર ગમ્યા નહિ. તેઓએ પેશ્વાને કહેવડાવ્યું કે શું અમે ન હતા કે તમે અંગ્રેજોની સહાય માગી ? તેઓએ વેલેસલી સામે લડાઈ કરી, પણ અસાઇ તથા આરગામની મોટી લડાઇમાં તેઓનો પરાજય થયો. (૧૮૦ ). ત્યાર પછી તેઓને પણ વસાઇના કરાર જેવા કરાર કરવા પડયા.

**બીજો મરેઠી વિગ્રહ** (૧૮૦૪). યશવંતરાવ હોલકરને સિંધિયા, પેશ્વા કે કોઇ સાથે બનાવ નહતો. એણે રજપુતાનામાં ચોથ ઉઘરાવવાને બહાને બહુ ત્રાસ વર્તાવ્યો, રજપુત રાજાઓ સાથે વેલેસ્લીને સહાયકારી કરાર થયલા હતા, તેથી વેલેસ્લીએ રજપુત રાજાઓ તરફથી એની સામા લડાઈ ચલાવી. એ લડાઇ પુરી થાય તે પહેલાં લૉર્ડ વેલેસ્લી ઇંગ્લંડ ગયો.

**મદ્રાસ ઇલાકો**—તાંજોરનો રાજા મરણ પામ્યો. એના બે વારસો વચ્ચે લડાઇ થઇ, પણ વેલેસ્લીએ ફરમાવ્યું કે આવી મારા મારી ચાલવા દઇશ નહિ. તથી તેણે બેઉને પેન્શન આપ્યું. અને તાંજોર ખાલસા કર્યું, એટલે એ દેશને અંગ્રેજના અમલ તળે મુકયો. કરણાટકનો નવાબ મહમદઅલી મરી ગયો ત્યારે તેના છોકરાને નવાબ બનાવ્યો હતો, એણે ટીપુ સાથે અનેક વાર ખટપટ કરેલી પણ અંગ્રેજ સરકારે લઇ ચલાવ્યું હતું. તે જ્યારે મરી ગયો ત્યારે કરણાટક પણ ખાલસા કર્યું. આ પ્રમાણે તાંજોર, કરણાટક તથા ટીપુ પાસેથી લીધેલાં પરગણાં મળી મદ્રાસ ઇલાકો બનાવ્યો. (૧૮૦૧).

(આ ઠેકાણે પૂછવું કે બંગાળ ઇલાકો કયારે તથા કેમ બન્યો.)

**સર જ્યોર્જ બાર્લો**—(૧૮૦૫-૧૮૦૭) ઇંગ્લંડની સરકાર તથા કંપનીને લોર્ડ વેલેસ્લીની સહાયકારી રાજ્યનીતિ પસંદ ન પડી. તેઓ બોલ્યા કે આપણે શા:માટે સર્વોપરી થવું જોઇએ. જો બધા દેશી રાજાઓને આપણે આશ્રય આપીશું તો લડાઇનો છેડો કદી આવવાનો નથી. તેથી તેઓએ લોર્ડ કોર્નવીલિસને ફરી મોકલ્યો. અને તેને ફરમાવ્યું કે દેશી રાજાઓની ખટપટમાં પડવું નહિ. લોર્ડ કોર્નવોલિસ ઘણો ઘરડો હતો તેથી તે આવ્યા પછી તરત મરી ગયો અને બીજો ગવરનર જનરલ આવે ત્યાં સુધી સર જ્યોર્જ બાર્લો જે કાઉન્સિલનો વડો સભાસદ હતો તેને કામચલાઉ ગવરનર જનરલ નીમ્યો.

**લોર્ડ મિન્ટો**—(૧૮૦૭-૧૮૧૩) ૧૮૦૭માં લોર્ડ મિન્ટો આવ્યો. એ પણ દેશી રાજાઓથી અલગ રહેતો. પરિણામ એ થયું કે લોર્ડ વેલેસ્લીના ગયા પછી અત્યાર સુધીમાં દેશની આગળ કરતાં વધારે દુર્દશા થઇ.

## પ્રકરણ ૧૨ મું.

**લાર્ડ હેસ્ટિંગ્સ**—(૧૮૧૩-૧૮૨૩) આ નવો ગવરનર જનરલ વૉરન હેસ્ટિંગ્સનો સગો નહતો. એ વેલેસ્લીના જેવો સ્વતંત્ર વિચારનો હતો એણે જોયું કે વેલેસ્લીની રાજ્યનીતિ જારી રાખી હોત તો પેશ્વા, સિંધ્યા, હોલકર, ભોંસલે, નિઝામ રજપુત રાજાઓએ સર્વે બ્રિટીશ સરકારના રક્ષણ તળે રહેવાથી દેશમાં સર્વત્ર શાન્તિ થાત. જે દેશમાં નાનાં રાજ્યો ઘણાં હોય તો માંહોમાંહેની લડાઈ જરૂર થાય. માટે સર્વેને માથે એક બળવાન રાજ્ય જોઇએ. આ વખતે પેશ્વા બાજીરાવે સિંધ્યા, હોલકર, તથા ભોંસલે સાથે મસલત કરી અંગ્રેજોને હિન્દમાંથી કહાડી મુકવાને તૈયારી કરવા માંડી. વળી પીંઢારાઓની લૂટફાટને લીધે દેશ વધારે દુર્દશામાં આવી પડ્યો.

**પીંઢારાઓ**—આ વખતે પીંઢારા એ નામના લુટારા નિકળ્યા હતા. તેઓમાં હિન્દુ તેમજ મુસલમાનો હતા. પઠાણ, મરેઠા, કોળી, ભીલ, ગોસાંઈ વગેરે લડાયક લોકો અમુક સરદારના હાથ તળે રહી આખા હિન્દુસ્થાનમાં લૂંટ કરવા માંડી. જો કોઇ માણસ ખૂન ચોરી વગેરે કાંઇ ગુનાહ કરતો અને શિક્ષા થશે એવી તેને ધાસ્તી લાગતી તો તે પિંઢારાઓ સાથે જોડાતો. તેઓ મધ્ય હિન્દુસ્થાનમાં પહાડી દેશોમાં ભરાઇ રહેતા અને દશેરા પછી ઘોડેસ્વાર થઇ નિકળતા. પછી જે ગામ કે શહેર પાસે હોય તેના પર છાપો મારતા ને લોકોને લૂટતા. જે પોતાનું ધન ન બતાવે તેને મોંઢે મરચાંના તોબરા બાંધતા, ઉંધે મસ્તકે લટકાવી તેમની નીચે બળતું કરતા, અથવા તેમના કપડાંપર

તેમ રેડી સલગાવતા. એવા રાજાઓને લુટનો અમુક ભાગ મળતો એટલે તેઓ પિંઢારાઓને અટકાવતા નહિ.

**પિંઢારાનો નાશ**—આખરે લોર્ડ હેસ્ટિંગ્સે ઇંગ્લંડની સરકાર તથા કંપનીને ખુલ્લે ખુલ્લું લખ્યું કે જ્યાં લગી લોર્ડ વેલેસ્લીની રાજ્યનીતિ દાખલ ન કરશો (તે શું હતી તે ફરીથી પૂછવું) તો રાજાઓની ચાલુ લડાઈ તથા પીંઢારાઓના ચાલુ ત્રાશથી દેશ ઉજ્જડ થઈ જશે. ત્યાંથી હુકમ આવ્યો કે લોર્ડ વેલેસ્લીની પધ્ધતિ અમલમાં મુકવી. તરત લોર્ડ હેસ્ટિંગ્સે એક મોટાં લશ્કર વડે પીંઢારાઓને ઘેરી લીધા. તેઓ લડવાને બદલે આમ તેમ ન્હાસતા હતા. ઘણાને લસ્કરે માર્યા. જેઓ ગામોમાં સંતાયા તેમને ગામના લોકે રેંસી નાંખ્યા. જેઓ શરણે આવ્યા તેમને ફાંસી ન દેતાં મધ્ય હિન્દુસ્થાનમાં જમીન આપી ખેડુત બનાવ્યા. તેમનો એક સરદાર અમીરખાન શરણે આવ્યો. બીજો સરદાર ચીતું નાઠો અને જંગલમાં સંતાયો ત્યાં તેને વાઘે ફાડી ખાધો. આ પ્રમાણે પિંઢારાઓનો નાશ થયો. ૧૮૧૭.

**ચોથો મરેઠી વિગ્રહ**—પેશ્વા બાજીરાવે લાચારીથી વસાઇના કરાર કર્યા હતા. અંગ્રેજોએ તેને પેશ્વાઇ ગાદીપર બેસાડયો એટલે તેની ગરજ સરી. હવે તેણે અંગ્રેજ સરકારના ઉપરીપણા તળેથી નિકળવાનો પ્રયત્ન કર્યો. સિંધ્યા, હોલકર તથા ભોંસ્લે સાથે એણે છુપા કોલકરાર કર્યા કે આપણે સામટો ધસારો અંગ્રેજ ઉપર કરીએ. પિંઢારાઓ પાછળ અંગ્રેજ લસ્કર રોકાયલું છે એ તક જોઇ પેશ્વાએ ખડકી આગળ સહાયકારી લસ્કર રહેતું હતું તે ઉપર એકાએક છાપો માર્યો, પણ તે હાર્યો. ત્યાંથી તે માળવામાં હોલકર સાથે જોડાવા જતો હતો પણ રસ્તામાં સર જોન માલકમે તેને ઘેરી લીધો. પેશ્વા શરણે

થયો. તેને કાહનપુર આગળ બિઠુરમાં રાખ્યો અને ૮ લાખનું વર્ષાસન બાંધી આપ્યું. પેશ્વાનો મુલક અંગ્રેજોએ લીધો અને તેની જોડે ગુજરાતને જોડી નાખી મુંબઇ ઇલાકો બનાવ્યો ૧૮૧૮. (અત્રે પૂછવુ કે મદ્રાસ ઇલાકો તથા બંગાળ ઇલાકો કયારે બન્યા અને કોના વખતમાં)

**ભોંસલે**—બાજીરાવે લડાઇ શરૂ કરી એટલે કરાર પ્રમાણે આપા સાહેબ ભોંસલે એ પણ નાગપુરની પાસે સીત્તા બાલદી આગળ જે સહાયકારી લશ્કર હતું તેના પર છાપો માર્યો. પણ તે હાર્યો. તેને ગાદીપરથી ઉઠાડી મૂકયો પણ રાઘોજી નામના નાના રાજપુત્રને ગાદીએ બેસાડી નાગપુરનું રાજ્ય કાયમ રાખ્યું. ૧૮૧૮.

**હોલ્કર**—જશવંતરાવ હોલ્કર મરી ગયો હતો. તેનો નાનો કુંવર ગાદીએ બેઠો અને તેની મા તુળસીબાઇ રક્ષક હતી. બાજીરાવની ખટપટમાં એ શામિલ થઈ નહિ. તેથી મરેઠા સરદારોએ એને મારી નાખી બાજીરાવ સાથે જોડાવાની તૈયારી કરતા હતા એટલામાં સર જોન માલકમે તેઓને માહીદપુરની લડાઇમાં હરાવ્યા. બાળક હોલ્કરને ગાદી પર કાયમ રાખ્યો અને સહાયકારી લશ્કર ઇંદોરમાં રાખ્યું ૧૮૧૮. આ પ્રમાણે હોલકર તથા ભોંસલેના રાજ્ય કાયમ રહ્યાં.

**સિંધ્યા**—બાજીરાવ સાથે સિંધ્યા પણ જોડાયલો હતો. પણ પીંઢારાઓ સામે જ્યારે લોર્ડ હેસ્ટિંગ્સ લશ્કર લઇ નિકળ્યો ત્યારે તે પહેલો ગ્વાલિયર આવ્યો. લોર્ડ હેસ્ટિંગ્સ સારી પેઠે જાણતો હતો કે બધા મરાઠાઓ લડાઇને માટે તૈયાર થયલા છે. તેથી તેણે ઠેકાણે ઠેકાણે લશ્કર રાખી એવો બંદોબસ્ત કર્યો હતો કે મરેઠા રાજાઓ પોતાનું સૈન્ય એકઠું કરી શકયા નહિ, એ પ્રમાણે પેશ્વા, હોલકર, ભોંસલેને, છુટા છુટા હરાવ્યા અને સિંધ્યાને દાબમાંજ રાખ્યો. આ પ્રમાણે ચોથા મરેઠી વિગ્રહનો અંત આવ્યો.

**રજપુત અને બીજાં રાજ્યો**—મરેઠી વિગ્રહનો અંત લાવી ગવરનર જનરલે રજપુત રાજાઓ, કચ્છના રાવ, કાઠિયાવાડના નાના રાજ્યો સાથે સહાયકારી કોલકરાર કર્યા. હવે દેશમાં શાન્તિ થઈ- ઉજડી ગયલાં ગામો ફરી વસ્યાં. ખેડુતો નિર્ભયપણે ખેતી કરવા લાગ્યા વ્યાપાર વધ્યો અને દેશ આબાદ થયો. (હોલકર, સિંધ્યા, ગાયકવાડ વગેરે રાજ્યો નકશામાં બતાવવાં.) ભોંસલે તથા પેશ્વાના રાજ્યની હકીકત કહેવી. પછી સહાયકારી રાજ્યનીતિ ફરીથી સમજાવવી કે (૧) દેશી રાજાઓ પોતાના દેશ પર રાજ્ય ચલાવે પણ બીજાં કોઇ પણ રાજ્ય સાથે કશો સંબધ રાખી શકે નહિ. (૨) રાજ્યના રક્ષણ અર્થે એક અંગ્રેજી લશ્કર જેને સહાયકારી લશ્કર કહે છે તે રાખવું પડે, (૩) અને એક અંગ્રેજ અમલદાર રાજાની સાથે રહે અને તેને સલાહ આપે, રાજા પાસે સારા સુધારા કરાવે અને રાજ્યની અંદરની ખટપટો અટકાવે. એ અમલદારને રેસિડેન્ટ કહે છે.)

**લોર્ડ આમ્હર્સ્ટ** (૧૮૨૩-૧૮૨૮).—આ ગવરનર જનરલના વખતમાં હિંદમાં શાન્તિ હતી. પણ બ્રહ્મદેશ સાથે લડાઇ થઇ. બ્રહ્મી લોકે આસામ પર ચઢાઈ કરી, તેથી ત્યાંના લોકોએ જુલમને લીધે બંગાળની સરકારનો આશ્રય લીધો. એ આસામી લોકોને શરણે ન કીધા તેથી બ્રહ્મી સરકાર ગુસ્સે થઇ અને યુધ્ધની તૈયારી કરી. બ્રહ્મી લશ્કરને હરાવી અંગ્રેજોએ આસામ, આરાકાન તથા તીનાસરીમ લઈ લીધાં. ૧૮૨૬.

**લોર્ડ વિલિયમ બેન્ટિન્ક** (૧૮૨૮-૧૮૩૫). આગલા બધા ગવરનર જનરલો કરતાં બેન્ટિકે લોકના સુખને અર્થે ઘણા સુધારા કર્યા; તેનું કારણ એ હતું કે એના વખતમાં શાન્તિ હતી, અને દેશની

સ્થિતિ સુધારવા અને આસપાસ નજર કરવાને એને તુખત વધારે મળ્યો.

**બેન્ટિકના સુધારા—૧. ઠગ લોકોનો નાશ**—ઠગ લોકોની ઉત્પત્તિ વિષે આપણને કશી ખબર નથી, એ લોકો કાળીના ભકત હતા અને એવું માનતા કે માણસનો ભોગ આપવાથી દેવી પ્રસન્ન થાય છે. એમનું છુપું મંડળ હતું અને એમની એક ગુહ્ય ભાષા હતી કે જે એ લોકોજ સમજતા હતા. કેટલીક છુપી નિશાની પરથી એક એકને ઓળખતા. ગામોમાં, શહેરોમાં રહેતા, કારીગરી કે દુકાનદારી કે ખેતીનું કામ કરતા અને તરેહ :તરેહનો વેશ લેતા. ઠગની બાયડી ન જાણતી કે તેનો ધણી ઠગ છે. કંઈ માલ લેવા જવું છે એમ કહી ગામથી નિકળતા. જાત્રાળુઓ અને મુસાફરો સાથે મળી જતા. પછી લાગ જોઇને તેમાંના એકને મારી નાખતા અને તેનું સર્વસ્વ લુટી લેતા. તેમની મારી નાખવાની રીત વિચિત્ર હતી, એક બે ઠગ તે બાપડા મુસાફર સાથે વાત કરતા ચાલે અને એક ઠગ પાછળથી આવી ને તે માણસના ગળાંની આસપાસ પોતાનો રૂમાલ નાખી એવા આમળો દેતો કે તે બાપડો એક પલમાં ગુંગળાઇને પ્રાણખોતો. ઠગ લોકોને નિકંદન કરવાનું કામ મેજર સ્લીમન તથા કેપટન મેડોઝ ટેલરને સોંપવામાં આવ્યું હતું. એ બે અમલદારો એ ઠગોની પૂઠ પકડી. તેમાના ઘણાને ઠાર કર્યા. જે તાબે થયા તેમણે જબલપુરની જેલમાં તંબુ વણવાનું કામ શિખવી કામે લગાડયા.

**૨. દેશી ભાષાનો ઉપયોગ**—કચેરીમાં બધું કામ ફારસી ભાષામાં ચાલતું હતું, તે બંધ કરી દેશી ભાષામાં બધું કામ ચલાવવા હુકમ કર્યો—એટલે ગુજરાતમાં ગુજરાતીમાં, દક્ષિણમાં મરેઠી ભાષામાં કામ ચાલવા માંડયું.

**૩. દેશીઓને મોટા હોદ્દા**—અત્યાર લગી દેશીઓને મોટા હોદ્દા ન હતા આપતા પણ એ ગવરનર જનરલે હુકમ કર્યો કે દેશીઓને મોટા મોટા હોદ્દાઓ આપવા.

**૪. અંગ્રેજી કેળવણી**—પણ મોટા મોટા હોદ્દાને લાયક એવા ઘણા શીખેલા દેશીઓ ન મળ્યા તેથી લોર્ડ બૅન્ટિકે અંગ્રેજી નિશાળો સ્થાપી અને હજારો દેશીઓ અંગ્રેજી શિખવા લાગ્યા. હવે અંગ્રેજી હિંદની સામાન્ય ભાષા થઈ, હિંદમાં ઘણી ભાષાઓ બોલાય છે. પંજાબમાં પંજાબી ગુજરાતમાં ગુજરાતી, કરણાટકમાં તામિલ અને તેલુગુ મહિસુરમાં કાનડી, બંગાલમાં બંગાલી, અયોધ્યા તથા માળવામાં હિંદી તથા ઉર્દુ. હવે જો પંજાબનો માણસ મદ્રાસી સાથે અથવા બંગાલી કે મરાઠા સાથે વાત કરવા માગે તો કઈ ભાષમાં બોલી શકે ? તેથી હવે હિંદના બધા ભાગમાં લોકો એક એક સાથે અંગ્રેજીમાં વાત કરી શકે છે કેમકે અંગ્રેજી બધે શિખવાય છે. આપણે એકજ દેશના વતની છીએ, આપણે માથે એકજ રાજ છે, આપણા સૌના લાભ એકસરખા છે, આપણે સૌ ભાઈ બેનો છીએ—એ વિચારોથી દેશમાં ઐકયતા વધે છે અને ભ્રાતૃભાવ એટલે ભાઇબંધી વધે છે તથા ફેલાય છે. અંગ્રેજી રાજ્યથી જે ફાયદા થયા છે તેમાં સૌથી મોટો લાભ અંગ્રેજી કેળવણીનો છે, એથી હિંદની જુદી જુદી પ્રજાઓ એકત્ર થઈ એક પ્રજા બનતી જાય છે.

**સર ચાર્લ્સ મેટકાફ**—બીજો ગવરનર જનરલ આવે ત્યાં સુધી સર ચાર્લ્સ મેટકાફે કામ ચલાવ્યું. ૧૮૩૫માં એણે છાપાખાનાઓને તથા વર્તમાનપત્રોને છુટ આપી—એટલે વર્તમાનપત્રો સરકાર કે પ્રજા સંબંધી ગમે તે લખી શકે, ફકત એટલી કાળજી રાખવી જોઇએ કે

તેમના લખાણથી સરકાર કે કોઇને અપમાન ન થાય. વર્તમાનપત્રો ઉપરથી સરકારી અમલદારો જાણી શકે છે કે કયા કાયદા પ્રજાને લાભ કારક છે, કયા ધારા પ્રજાને રૂચતા નથી, પ્રજા ઉપર શું જુલમ થાય છે વગેરે. વળી દુનિયાંમાં આપણે બધે જઇ શકતા નથી પરંતુ જો સારાં વર્તમાનપત્રો વાંચીએ તો દુનિયાંમાં શુ બને છે તે જાણી શકીએ છીએ. ઘણી બાબદો વિષે ઘણું વાંચ્યાથી લોકોમાં અક્કલ હોશિયારી વધે છે, અને પ્રજા સુધારામાં આગળ વધે છે.

**લોર્ડ ઑકલેન્ડ (૧૮૩૬-૧૮૪૨)**—એ ગવરનર જનરલના વખતમાં અફ્ગાનિસ્તાન સાથે લડાઇ થઇ. અહમદશાહ અબદલ્લાનો પૌત્ર શાહશુજા કાબુલમાં રાજ્ય કરતો હતો. તેને એક અફ્ગાન સરદાર દોસ્તૂ મહમદે ગાદી ઉપરથી ઉઠાડી મુકયો. શાહશુજા અંગ્રેજ સરકારનો આશ્રય શોધતો હિંદુસ્તાન આવ્યો, આ વખતે રશીયન લોકો છેક તુર્કસ્તાન સુધી આવી પહોંચ્યા હતા, અને કદાચ તેઓ હિંદ પર ચઢાઈ કરશે એવી ધાસ્તી હતી. દોસ્ત મહમદ જે આ વખતે કાબુલની ગાદી ઉપર હતો તેણે અંગ્રેજ સરકાર સાથે દોસ્તી ન કરતાં રસ્યનો સાથ મૈત્રી કરી. આથી પંજાબના રાજા રણજીતસિંહ તથા અંગ્રેજોએ શાહશુજાને મદદ કરવાનો ઠરાવ કર્યો. દોસ્ત મહમદને હરાવ્યો અને કેદ કીધો અને શાહશુજાને ગાદીએ બેસાડયો પણ થોડા વખતમાં તેને પઠાણોએ મારી નાખ્યો. હવે દોસ્ત મહમદે અંગ્રેજો સાથે દોસ્તી કરી અને તેને કેદમાંથી છુટો કરી અફ્ગાનીસ્તાન મોકલ્યો, હવેથી અંગ્રેજ સરકારે ઠરાવ્યું કે અફ્ગાનીસ્તાનનો અમીર અંગ્રેજ સરકારના પક્ષનોજ હોવો જોઇએ, જો તે ન હોય તો તેને ઉઠાડીને બીજાને બેસાડવો.

**લોર્ડ એલેનબરો (૧૮૪૨-૧૮૪૪)**—એના વખતમાં સિંધ પ્રાંત અંગ્રેજોએ જીતી લીધો. ૧૮૪૩.

**લાર્ડ હાર્ડિંગ (૧૮૪૩-૧૮૪૮)** એના વખતમાં સીખ લોકો સાથે યુધ્ધ થયું. સીખોની મોટી વસ્તી પંજાબમાં છે. નાનક નામનો એક બહુજ ધાર્મિક, સદાચરણી પુરૂષ બાબરના વખતની સહેજ પહેલાં પંજાબમાં થઈ ગયો. એણે હિંદુ ધર્મ તથા મુસલમાન ધર્મમાંથી સારા સારા નિયમો લઈ એક નવો ધર્મ સ્થાપ્યો. અને પંજાબના ઘણા હિંદુ તથા મુસલમાનો સીખ થયા. સિખનો અર્થ શિષ્ય કે ચેલો થાય છે. ગુરૂ નાનક પહેલા ગુરૂ હતા. એના પછી એના જાયનશીનો (એની જગ્યાએ બેસનાર) માંનો દશમો ગુરૂ ગોવિંદસિંહ હતો. એ ગુરૂએ સિખોને શસ્ત્રધાર બનાવ્યા એટલે સીખ ગમે તે ધંધો કરે, પણ તેણે શસ્ત્ર બાંધી યુધ્ધ કળા જરૂર શીખવી. ઔરંગજેબના વખતમાં એમના ઉપર બહુ જુલમ ગુજરયો હતો. પણ ત્યાર પછી એમનું જોર વધતું ગયુ તે એટલે સુધી કે એક સીખ સરદાર રણજીતસિંહ પંજાબનો રાજા થયો. (૧૮૦૦) રણજીતસિંહ અને અંગ્રેજો વચ્ચે મિત્રાચારી હતી. તે ૧૮૩૯માં મરણ પામ્યો.

**સીખ સાથનો પહેલો વિગ્રહ**—રણજીતસિંહના મરણ પછી એના છોકરાઓ એક પછી એક ગાદીએ બેઠા. પણ રાજ કુટુંબમાં તેમજ સરદારોમાં બહુજ ઇર્ષા અને કુસંપ વધી ગયાં હતાં તેથી રાજાઓના ખુન થયાં, અને દેશમાં અવ્યવસ્થા પથરાઇ. આખરે સીખ સરદારોએ રણજીતસિંહના સૌથી નાના દીકરા ધુલીપસિંહને ગાદીનશીન કીધો. હવે રણજીતસિંહનો અંકુશ જવાથી સીખ લશ્કર નિરંકુશ બની ગયું. તેથી તેની સત્તા તોડવાને સીખ સરદારોએ પોતાના લશ્કરને સતલજ ઓળંગી અંગ્રેજોના પ્રાંતો લુટવાને જવા કહ્યું. અંગ્રેજી રાજય તથા પંજાબ વચ્ચે સતલજ નદી હતી. તે નદી સીખો ઓળંગી આવ્યા

અને લુટ ચલાવવા લાગ્યા. અંગ્રેજોએ તેમને અટકાવ્યા. આમ કરતાં લડાઈ શરૂ થઇ. સીખો બહાદુર લડવૈયા હતા અને હાલ પણ છે. અંગ્રેજ લશ્કરને જેવી સીખો સાથે લડાઈ થઇ તેવી કદી આગળ થઈ ન હતી પહેલી ત્રણ લડાઇમાં કોઇની હાર જીત થઈ નહિ આખરે સોબ્રાઉનની લડાઇમાં સીખ લશ્કર હાર્યું (૧૮૪૫) અંગ્રેજો લાહોરમાં દાખલ થયા. ધુલીપસિંહ સાથે કોલકરાર થયા કે તેણે પોતાના રક્ષણને માટે એક અંગ્રેજી લશ્કર રાખવું અને કેટલાક મોટા ઓહદા અંગ્રેજી અમલદારોને આપવા.

**લૉર્ડ ડેલ્હૌઝી**—(૧૮૪૮–૧૮૫૬) જેમ લોર્ડ કલાઇવે બંગાળ ઇલાકો બનાવ્યો અને વેલેસ્લીએ મદ્રાસ ઈલાકો બનાવ્યો અને લોર્ડ હેસ્ટિંગ્સે મુંબઇ ઇલાકો બનાવ્યો તેમ લોર્ડ ડેલ્હૌઝીએ પંજાબ, નાગપુરનું રાજ્ય અયોધ્યા વગેરે જોડી દઇ અંગ્રેજી રાજ્ય હતું તે કરતાં બેવડું કીધું.

**બીજો સીખ વિગ્રહ**—(૧૮૪૮–૧૮૪૯) મુલતાનનો સુબાહદાર (ગવરનર) લાલા મુલરાજ હતો. એણે અંગ્રેજો સામા યુધ્ધ મચાવ્યું. અને કેટલાક સીખ સરદારો એની સાથે જોડાયા. પાછળથી એક કાવત્રું પકડાયું તેમાં એમ માલમ પડયું કે લાહોર દરબારના કેટલાક અમલદારો પણ તેમાં શામિલ હતા. અંગ્રેજ સરદાર સર હ્યુ ગૉફ સીખો સાથે ચિલિયનવાલા આગળ લડયો. તેમાં બન્ને પક્ષ સરખા ઉતર્યા. પણ પછી ગુજરાત આગળ સીખ લશ્કરને અંગ્રેજ સરદારે ઘેરી લીધું અને તેને જબરી હાર ખવાડી. ૧૮૪૮ પછી ડેલ્હૌઝીએ ધુલીપસિંહને ૭ લાખનું પેન્શન આપી ઇંગ્લંડ વિદાય કર્યો. **પંજાબ** ખાલસા કર્યું એટલે અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું. ૧૮૪૯ બ્રહ્મદેશ

સાથે બીજો વિગ્રહ થયો, (૧૮૫૨). તેમાં અંગ્રેજોએ **પેગુ પ્રાંત** લીધો. તેમાં રંગુનનું મોટું બંદર છે. **નાગપુરના** રાજાજી બોંસલે અપુત્ર મરી ગયો. તેથી તેનું રાજ્ય પણ ખાલસા કર્યું (૧૮૫૩).

**અયોધ્યાનો નવાબ** વિષયી હતો તેથી ત્યાં અંધેર કારભાર ચાલતો હતો. ડેલ્હૌઝીએ એ પ્રાંત પણ ખાલસા કર્યો. ૧૮૫૬.

**ડેલ્હૌઝીના સુધારા—૧ રેલ્વે અથવા લોઢાંની સડક—**એના વખતમાં હિન્દમાં શરૂ થઇ. આજે હિન્દમાં દરેક મોટાં શહેરો એક એક સાથે રેલ્વેથી જોડાયલાં છે. વ્યાપારનું મોટું સાધન રેલ્વે છે. તેથી દેશનો વ્યાપાર વધ્યો.

૨ **પોસ્ટ ઑફિસ—**દરેક શેહેર અને મોટાં ગામોમાં પોસ્ટ આફિસો સ્થાપવામાં આવી. આગળ રસ્તાઓ ન હતા ત્યારે રેલ્વે તો ક્યાંથી હોય. ખેપિયાઓ એક શેહેરથી બીજે શેહેર પત્રો લઈ જતા. સુરતથી ભરૂચ સુધી પત્રો મોકલતાં દસબાર રૂપીઆનો ખરચ થતો અને કોઈ વખતે ચોરો ખેપિયાને લૂંટી લેતા. હવે આપણા પત્રો લઈ જવાનુ કામ સરકારે માથે લીધું છે. શેહેરે શેહેર અને ગામેગામ પોસ્ટ ઑફિસો છે. આપણે આપણા પત્રો ઉપર અર્ધા આનાની ટિકિટ લગાડીએ છીએ-એટલે આપણા પત્રને લઇ જવાને આપણે સરકારને એ પૈસા આપીએ છીએ અને એ પૈસામાં આપણે એક પત્ર સુરતથી ભરૂચ કે મુંબઈ કે છેક કલકત્તા સુધી મોકલી શકીએ છીએ.

૩ **વિજળિક તાર—**સુરતથી મદ્રાસ કે કલક-તે જતાં એક કાગળને ચાર કે પાંચ દિવસ લાગે છે, પણ વિજળિક તારથી જો આપણે સંદેશો ત્યાં મોકલીએ તો એક કે બે કલાકમાં ત્યાં જઇ પોંહચે છે. શેહેરે શેહેર તથા ગામે ગામના રસ્તાની લંબાઇનો વિચાર કરીએ તો

રોજરોજ ટપાલ ૧૩૫૦૦૦ મોકલ જાય છે. અને એક વરસમાં ચાર ક્રોડ કાગળો વેંહચાય છે. બે પૈસાની ટિકીટનો કેવો પ્રતાપ છે!

૪ **કેળવણી ખાતું**—લોર્ડ બેન્ટીકે નિશાળોમાં અંગ્રેજી દાખલ કર્યું. પણ ડેલહૌઝીએ કેળવણી ખાતું સ્થાપ્યું. એ ખાતાનો વડો અમલદાર **ડાયરેક્ટર** કહેવાય છે. તેના હાથ નીચે **ઈન્સપેક્ટરો** તથા **ડેપ્યુટી ઈન્સપેક્ટરો** હોય છે. તેઓ નિશાળો તપાસે છે. શહેરે શહેર તથા ગામે ગામ નિશાળો નીકળી, અભ્યાસના ધોરણો બંધાયા. ગુજરાતી નિશાળમાં ચોથું કે પાંચમું ધોરણ પૂરું કરી બાળકો અંગ્રેજી નિશાળોમાં જાય છે. ત્યાં સાત ધોરણ લગી શીખી મેટ્રીકયુલેશનની પરીક્ષા જે પસાર કરે છે તેને કૅાલેજમાં દાખલ કરે છે. કૅાલેજમાં ઉંચી કેળવણી આપવામાં આવે છે.

જયાં લગણ એક દેશમાં સારા રસ્તા, રેલ્વે, વિજળીક તાર, સરકારી ઔષધાલયો પોસ્ટ ઑફિસ, નિશાળો, વર્તમાનપત્રો હોય નહિ ત્યાં લગણ તે દેશ સુધરેલો કહેવાય નહિ.

## પ્રકરણ ૧૪મું.

**લોર્ડ કેનિન્ગ**—(૧૮૫૬-૧૮૬૨) એના વખતમાં દેશી સિપાહીઓનો બળવો થયો. એ બળવાના ઘણા કારણો હતાં.

૧. લોર્ડ ડેલહૌસીની રાજ્યનીતિથી ઘણા લોકો ભડકી ગયાં હતાં. જો કોઈ રાજા અપુત્ર હોય તો તેને દત્તક કરી લેવાની રજા મળતી નહિ. અને જયારે તે મરી જાય ત્યારે તેનું રાજ્ય ખાલસા

કરવામાં આવતું. આથી રાજા રજવાડાઓમાં બેદીલી અને ધાસ્તી પેઠી હતી.

૨. કેટલાક જોશીઓએ ગ્રહોના યોગઉપરથી એવી ભવિષ્ય વાણી કરી હતી કે પ્લાસીની લડાઇ (૧૭૫૭) પછી બરાબર ૧૦૦ વરસે કંપનીનું રાજ્ય જતું રહેશે. આ ૧૮૫૭નું સાલ હતું તેથી ઘણુ લોકો એમ ધારતા હતા કે અંગ્રેજનું રાજ્ય હવે જશે.

૩. અંગ્રેજી કેળવણીને પ્રતાપે આપણે ઘણી વસ્તુ વિષે ઘણું જાણીએ છીએ. રેલ્વે, વિજળીક તાર, પોસ્ટ ઓફિસ, ઔષધાલયો એ સૌની ખુબ જાણીએ છીએ. પણ તે વખતે લોકો બહુ અજ્ઞાન હતા તેઓમાં ખોટા વહેમો બહુ હતા, જ્યારે વિજળીક તારના થાંભલા શહેરે શહેર ઉભા કરવામાં આવ્યા ત્યારે કેટલાક લુચ્ચા લોકોએ વાત ચલાવી કે અંગ્રેજ આખા દેશને જાદુથી બાંધી લેવા માગે છે. અને રેલ્વે પર ચાલતાં વરાળ યંત્ર જોયાં ત્યારે બોલ્યાં કે આ અગ્નિ રાક્ષસ બધાંને ખાઇ જશે.

૪. અંગ્રેજી કેળવણીથી ભણેલા લોકોએ કેટલાક ખોટા વહેમો અને ખોટી રીતભાત છોડી દીધી તેથી અભણ લોકો એમ ધારવા લાગ્યાં કે અંગ્રેજો આપણાં ધર્મનો નાશ કરવા માગે છે. તેથી પણ લોકોમાં ભય પેઠો.

૫. કેટલાક હરામખોરો આગલાં અંધેર રાજમાં મારી લુટી મઝા કરતા હતા તેમને હવે અંગેજના અમલમાં ઉદ્યમ કરી પોતાનો નિર્વાહ કરવો ગમતો ન હતો. એવાઓ પણ ભોળા લોકને ભમાવતા હતા.

૯. દેશમાં આ પ્રમાણે શાન્તિ હતી તે વખતે એક એવો બનાવ બન્યો કે તેથી અગ્નિમાં તેલ હોમવા જેવું થયું. આ વખતે લશ્કરમાં નવી બંદુક દાખલ કરવામાં આવી. તેમાં દારૂ અને ગોળી છુટી નાખવાને બદલે કાર્તુસ વાપરતા હતા. કાર્તુસ એક જાડા કાગળની તોટી છે. જેમાં દારૂ તથા ગોળી ભરી બંધ કરવામાં આવે છે અને બંદુકમાં કાર્તુસ નાખતા પહેલાં તેને દાંત વડે જરા ખોલવું પડતું. હવે આ કાર્તુસના કાગળ લીસા હતા તેથી કેટલાક ખરાબ માણસોએ સિપાહીઓને કહ્યું કે આ કાર્તુસો પર ગાય તથા ડુકકરની ચરબી લગાડેલી છે. આપણે જાણીએ છીએ કે અંગ્રેજ સરકાર હિંદુ મુસલમાન બધા ધર્મોને માન આપે છે. તોએ તે વખતે સિપાહીઓએ એમજ ધાર્યું કે આપણને વટાળવાની આ યુકિત છે.

**બળવો**—મીરટમાં બળવો પહેલો શરૂ થયો. ત્યાં બે દેશી રેજીમેન્ટ (પલટણ) હતી. તેના સિપાહીઓએ પોતાના અંગ્રેજ અમલદારને ઠાર કર્યા. તેમના બાળ બચ્ચાંઓને મારી નાખ્યા. પછી દિલ્હી તરફ ચાલ્યા, ત્યાં પણ કેટલીક દેશી પલટણો હતી. તેણે બંડ ઉઠાવ્યું. તે વખતે દિલ્હીમાં મુગલ પાદશાહોનો છેલ્લો વંશજ બહાદુરશાહ નામનો હતો, તેને બળવાખોરોએ દિલ્હીનો પાદશાહ બનાવ્યો.

કાનપુરમાં બાજીરાવનો દત્તક નાના સાહેબ રહેતો તેણે ત્યાંની પલટણોની સરદારી લીધી. ત્યાંના અંગ્રેજ અમલદારો તથા તેમના બાયડી છોકરાંઓને નિર્દયપણે મારી નાખી એક કુવામાં નાખ્યા. તે કુવાને પાછળથી પૂરી નાખી ત્યાં એક સ્તંભ ઉભો કર્યો છે.

**બળવાનો અંત**—મુંબઇ તથા મદ્રાસ ઇલાકામાં બળવાનાચિન્હ દેખાયાં નહિ. અહિંથી લશ્કર ઉત્તર તરફ ચાલ્યું. પંજાબના રાજાઓ તથા

સરદારોએ સારી મદદ કરી; વળી નેપાળના રાજાએ ગુરખા સિપાહીઓ મોકલ્યા. તેમજ કેટલીક દેશી પલટણો જે વફાદાર હતી તે લડવાને તૈયાર હતી. એ બધાની સામટી મદદ વડે બળવો સમાવી દેવામાં આવ્યો. બ્રિટિશ રાજ્ય ઉપર આવી આફત કદી આવી ન હતી. (૧૮૫૮) લોર્ડ કેનીન્ગ તથા સર જોન લૉરેન્સ અને એવા બીજા અંગ્રેજ અમલદારોના ડહાપણ, ધીરજ, આગ્રહ અને બહાદુરીથી બળવાનો અંત આવ્યો.

**મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો**—બળવાનો અંત આવ્યા પછી હિંદુસ્થાનની રાજ્ય પદ્ધતિમાં મોટો ફેરફાર કરવામાં આવ્યો. ઇંગ્લંડની પાર્લામેન્ટે (ધારા બાંધનારી સભા) એક નવો કાયદો ઘડયો, જેથી હિંદ ઉપર કંપનીના અમલનો અંત આવ્યો, અને હિંદનું રાજ્ય ઇંગ્લંડના રાજ્ય કર્તાના અધિકાર તળે મૂકવામાં આવ્યું એ કાયદાને અનુસરીને હિંદમાં શહેરે શહેર ઢંઢેરાથી જાહેર કરવામાં આવ્યું કે હવે હિંદનું રાજ્ય મહારાણી શ્રીએ પોતાને હસ્તક લીધું છે. અને અગ્રેજો તથા દેશીઓને એટલે હિંદુ, મુસલમાન, પારસી વગેરેને સમાન ગણવામાં આવશે, બધાઓને એક સરખો હક્ક મળશે, બધાઓને એક સરખા કાયદા લાગુ પડશે, ધર્મની બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ, દેશના પ્રાચીન રિવાજ તથા ધારા ઉપર પૂરતું લક્ષ આપવામાં આવશે, રાજાઓને જો સંતાન ન હોય તો તેને દત્તક કરવાની છુટ છે,

**વાઇસરૉય**—આ નવાં રાજ્ય બંધારણ પછી ગવર્નર જનરલને **વાઇસરોય**નો ઇલ્કાબ આપવામાં આવ્યો, વાઇસી એટલે સ્થાને અને રોય એટલે રાજા; વાઇસરાય એટલે જે અધિકારી રાજાની જગ્યા ઉપર

રહી અમલ ચલાવે તે. હિંદનો પહેલો વાઇસરોય લોર્ડ કેનિંગ હતો, એના પછી જે વાઇસરોય થયા તેના નામ નીચે પ્રમાણે છે :—

લોર્ડ એલ્જીન (૧૮૬૨–૬૩) સર જોન લોરેન્સ (૧૮૬૪–૬૯)
લોર્ડ મેયો (૧૮૬૯–૭૨) લોર્ડ નોર્થબ્રુક (૧૮૭૨–૭૬)
લોર્ડ લિટન (૧૮૭૬–૮૦) લોર્ડ રિપન (૧૮૮૦–૧૮૮૪)
લોર્ડ ડફ્રિન (૧૮૮૪–૧૮૮૮) લોર્ડ લેન્સડાઉન (૧૮૮૮–૯૩)
લોર્ડ એલ્જીન ૧૮૯૩–૯૮) લોર્ડ કર્ઝન (૧૮૯૮–૧૯૦૬)
લોર્ડ મિન્ટો (૧૯૦૬–૧૯૧૦) લોર્ડ હાર્ડિન્ગ (૧૯૧૦–૧૯૧૬)
લોર્ડ ચેમ્સફોર્ડ હાલના વાઇસરોય છે.

---

## પ્રકરણ ૧૫મું.

### બ્રિટિશ સરકારે આપણે માટે શું કર્યું છે.

હિંદને બ્રિટિશ રાજ્યથી જે લાભ થયા છે તેમાંના થોડા નીચે બતાવ્યા છે :—

**૧. દેશમાં સર્વ ઠેકાણે સલાહ શાન્તિ ફેલાઇ છે.**

આગલા વખતમાં એકથી બીજે શેહેર જતાં વળાવા તથા રખાઓને સાથે લેવા પડતા. રસ્તામાં ચોર લુટારાઓનો ભય હતો. લોકો પોતાનુ ધન ભોંયમાં દાટતા હતા કેમકે ગામોમાં ધાડ પડતી. પિંઢારા તથા ઠગ લોકોનો ત્રાસ વર્તી રહ્યો હતો. હાલ એવું કશું જોવામાં આવતું નથી. પોલીસનો બંદોબસ્ત સર્વ ઠેકાણે રાખવામાં આવે છે.

## ૨. રસ્તાઓ તથા રેલ્વે.

જ્યાં લગી શેહેરો તથા ગામોનો અરસપરસ વ્યવહાર ન હોય ત્યાં લગી દેશની આબાદી તથા દોલત વધતી નથી. સારા રસ્તાઓથી મોટાં શેહેરો સાથે ગામો જોડાયાં છે, તેમની વચ્ચે રોજનો વ્યવહાર તથા સંબંધ ચાલે છે, ગામોની ઉપજ શેહેરમાં સેહેલથી લઇ જઇ શકાય છે અને ગામના લોકોને પોતાનો માલ વેચાયાથી ઘણો લાભ થાય છે. દુકાળ વખતે સડક તથા રેલ્વેની અગત્યતા ખુલ્લી રીતે દેખાઇ આવે છે. એવું બને છે કે એક પ્રાંતમાં દુકાળ પડયો હોય અને પાસેના પ્રાંતમાં ધાન્ય પુષ્કળ પાક્યું હોય. તેમની વચ્ચે સડક કે રેલ્વે ન હોય તો એક પ્રાંતના લોકો ભુખે મરે અને બીજા પ્રાંતમાં અનાજ સડી જાય. ૧૮૭૪માં બંગાળમાં દુકાળ પડયો અને પંજાબમાં પુષ્કળ પાક થયો, વચ્ચે ૧૦૦૦ માઇલનો અંતર; છતાં રેલ્વેની મદદથી પંજાબનો અનાજ ત્યાં જઇ પોંહચ્યો.

## ૩. પ્રજાની સુખાકારી માટે ખાસ સંભાળ.

સરકારી દવાખાનાઓ દરેક શેહેરમાં તથા મોટાં ગામોમાં હોય છે, તાવનો રામબાણ ઉપાય **કિવનીન** છે. બ્રિટિશ સરકારે દક્ષિણ અમેરીકાથી **સિન્કોનાના** છોડ મંગાવ્યા અને તેને પર્વતો ઉપર રોપાવ્યા. આથી કિવનીન સસ્તું મળે છે. શિતળાને માટે **વૅક્સિનેટર** (બળીઆ ટાંકનાર) રાખ્યા છે, મરકીને માટે સરકાર બહુ ઉપાગો લે છે. શેહેર સુધરાઈ ખાતાંઓ ઉપર દેખરેખ રાખે છે. ગામોમાં કુવા તળાવ સાફ રાખવાને, તથા ગંદકી દુર કરવાને પટેલોને તાકીદ કરવામાં આવે છે.

૪. કેળવણીનો પ્રચાર.

પ્રજાને કેળવણી આપવી એ રાજ્ય કર્ત્તાની ફરજ છે એનો વિચાર આગલા રાજ્ય કર્ત્તાઓને આવતો ન હતો, એ બાબત વિષે લોર્ડ મેકૉલે જે લોર્ડ બેન્ટિંકની કાઉન્સિલનો સભાસદ હતો તેણે સરકારનું ખાસ ધ્યાન ખેંચ્યું અને હિન્દની પ્રજાને અંગ્રેજી કેળવણી મળવા લાગી. (એ વિષે આગળ શું કેહવાયું છે તે પૂછવું).

૫. આગળ ચાલતો સુધારો.

દરેક સુધરેલા દેશમાં કાંઇ પણ નવી શોધ થાય છે તો તે આપણા દેશમાં દાખલ કરવામાં આવે છે. વિજળીક તાર, ટ્રામ્વે, રૂના સંચા, ટેલિફોન વગેરે ઘણી નવી વસ્તુઓ દેશમાં આવી છે.

૬. વર્ત્તમાનપત્રોને છૂટ.

આગળ રાજ્યકર્ત્તાનો દોષ પ્રજાથી કહાતો નહિ. એવો વિચારજ કોઇના મનમાં ન આવતો. પણ આ હક્ક આપણને બ્રિટિષ સરકારે આપ્યો છે, લોકો નિડરપણે સરકારને તેની ખામીઓ બતાવે છે. સ્વતંત્ર વ,ર્તમાનપત્રોથી સરકારને ખબર પડે છે કે ક્યા કાયદા પ્રજાને રૂચતા નથી અને પ્રજાની શી ઇચ્છા છે.

છેવટે વિદ્યાર્થીએ એક વાત ઉપર ખુબ લક્ષ આપવુ. તે એ છે કે માણસ માત્ર સંપૂર્ણ નથી તો સરકાર પણ સંપૂર્ણ ન હોઇ શકે. બ્રિટિશ સરકાર પણ સંપૂર્ણ નથી પણ બ્રિટિશ સરકાર સંપૂર્ણ છે કે નહિ એ આપણે વિચારવાનુ નથી, પણ જે જોવાનું છે તે એજ છે કે બ્રિટિશ સરકાર દેશકાળસ્થિતિને અનુસરવાને પ્રયત્ન કરે છે કે નહિ.

# હિન્દુસ્તાનનો ભૂગોળ

જો તમે એશિયા ખંડનો નકશો જોશો તો તમને દેખાશે કે એશિયાની દક્ષિણે ત્રણ મોટા દ્વિપકલ્પો છે. પશ્ચિમે અરબસ્તાન, મધ્યમાં હિન્દુસ્થાન અને પૂર્વમાં હિન્દીચીન.

**સીમા**—હિન્દુસ્થાનની ઉત્તરે હિમાલય પર્વત, પૂર્વે બ્રહ્મદેશ અને બંગાળનો ઉપસાગર, દક્ષિણે હિન્દી મહાસાગર અને પશ્ચિમે અરબી સમુદ્ર, બલુચિસ્થાન અને અફઘાનિસ્તાન.

**આકાર**—જો આપણે કચ્છના આખાતથી બંગાળના ઉપસાગર સુધી એક લીટી દોરીએ તો જણાશે કે જે ભાગ એ લીટીની દક્ષિણે આવેલો છે તેનો આકાર ત્રિકોણ જેવો છે; અને જે ભાગ એ લીટીની ઉત્તરે છે તેપણ લગભગ ત્રિકોણ આકારે છે. ઉપલા ત્રિકોણને હિન્દુ-સ્તાન કેહતા હતા અને નીચેના ત્રિકોણને દક્ષિણ કે દખ્ખણ કેહતા. હવડાં આખા દેશને હિન્દુસ્તાન કહે છે.

**ક્ષેત્રફળ**—હિંદની ઘણામાં ઘણી લંબાઇ અને વધારેમાં વધારે પોહોળાઇ ૧૮૦૦ માઇલ છે. એનું ક્ષેત્રફળ ૧૫ લાખ ચોરસમાઇલ છે એટલે તે બ્રિટિશ ટાપુ (ઇગ્લેન્ડ. સ્કૉટલેન્ડ અને આયરલેન્ડ) કરતાં ૧૨ ગુણ વધારે છે.

**બ્રહ્મદેશ**—હાલમાં બ્રહ્મદેશને હિંદનો એક ઇલ્લાકો ગણે છે, પણ એ અલગ દેશ છે. ત્યાંના લોકો તેમની બાષા, રીતરિવાજ એ સૌ જુદાં છે.

**સમુદ્ર અખાત વગેરે—અરબી** સમુદ્ર, કચ્છનું આખાત, ખંભાતનું આખાત, પશ્ચિમે છે; મનારનું અખાત અને પાકની સામુદ્રધુની હિન્દ તથા સિલોન વચ્ચે છે. બંગાળનો ઉપસાગર પૂર્વે છે.

**દ્વિપો અથવા ટાપુઓ—સિંહલદ્વિપ** અથવા **સિલોન** હિન્દની દક્ષિણે, **લક્ષદ્વિપ** અને **માલદ્વિપ** પશ્ચિમે અરબી સમુદ્રમાં, **નિકોબાર** અને **આન્દામાન** બંગાળના ઉપસાગરમાં છે.

આન્દામાનમાં **પોર્ટબ્લેર** નામનું સંસ્થાન છે જ્યાં દેશનિકાલ કરેલા ગુનેહગારોને રાખેલા છે. એ ઠેકાણે ૧૮૭૨માં વાઇસરોય લૉર્ડ મેયોનું ખુન થયું હતું.

કિનારો—હિન્દના કિનારાની લંબાઇ આસરે ૩૦૦૦ માઇલ છે. પશ્ચિમ કિનારાને મલબાર કિનારો તથા પૂર્વ કિનારાને કોરોમાંડલ કિનારો કેહે છે.

**ભૂશિરો**—કન્યાકુમારી ભૂશિર (કેપ કોમોરિન) હિન્દની દક્ષિણે છે. મોન્ઝ સિન્ધની પશ્ચિમે છે.

**સપાટી**—(૧) **ઉત્તર હિન્દ** હિમાલય તથા વિંધ્યાની વચ્ચે છે. એ વિશાળ મેદાન છે અને અરવલ્લી પર્વતથી એના બે ભાગ પડે છે—**ગંગાનો પ્રદેશ** જેનો ઢાળ પૂર્વ તરફ છે અને સિન્ધુનો પ્રદેશ જેનો ઢાળ પશ્ચિમ તરફ છે. ગંગાનો પ્રદેશ બહુ રસાળ છે, એજ ઠેકાણે જૂના આર્ય રાજ્યો થઇ ગયાં, અને અહિં વસ્તી પણ બહુ ધાડી છે, સિંધુનો પ્રદેશ રેતાળ છે અને ત્યાં વસ્તી આછી છે; અને તેને દક્ષિણ છેડે **થર** નામનું રણ છે.

(૨) દક્ષિણ **અથવા** દખ્ખણનો ઉંચ પ્રદેશ એની ઉત્તરે વિંધ્યા

પર્વત છે અને બે બાજુએ પૂર્વઘાટ તથા પશ્ચિમઘાટ છે. એનો ઢાળ પશ્ચિમથી પૂર્વ તરફ છે અને એની નદીઓ તેજ તરફ વહે છે.

**પર્વતો**—ઉત્તરે **કારાકોરમ** તથા **હિમાલય**; પશ્ચિમે **સુલેમાન**; **વિંધ્યા** નર્મદાની ઉત્તરે મધ્ય હિન્દમાં છે. **સાતપુડા** નર્મદા તથા તાપીની વચ્ચે છે. **પશ્ચિમઘાટ** અથવા **સહ્યાદ્રી** પશ્ચિમ કિનારે અને **પૂર્વઘાટ** પૂર્વ કિનારે આવેલા છે. **નીલગિરિ** મહિસુરની દક્ષિણે છે. **અરવલ્લી** રજપુતાનામાં છે; એનું સૌથી ઉંચો શિખર **આબુ** ૫૫૦૦ ફીટ ઉંચાઇમાં છે. એના ઉપર જૈન દેવસ્થાનો ચોખ્ખા સ્ફટિક (સંગેમરમર)ના બનાવેલાં છે. તેઓ ઘાતદાર છે અને તેનાપરની નકશી એટલી બારીક તથા સુશોભિત છે કે ઘણા પરદેશી મુસાફરો તે જોવા જાય છે.

**હિમાલય**ની લંબાઇ ૧૬૦૦ માઇલ છે અને પોહળાઇ ૨૦૦ માઇલ છે. એ ઉંચ પ્રદેશમાં નેપાલ તથા ભૂટાનના રાજ્યો આવેલાં છે. એનું સૌથી ઉંચુ શિખર **ગૌરીશંકર** અથવા **એવેરેસ્ટ** ૨૯૦૦૦ ફીટ ઉંચું છે. એના જેટલો ઉંચો પહાડ દુનિયામાં કોઇ નથી એથી સહેજ ઉતરતા શિખર **કાંચનજંગા** તથા **ધવલગિરિ** છે. હિમાલયમાંથી ટિબેટ જવાના રસ્તા ૧૭૦૦૦ ફીટ ઉંચા અને ઘણા વિકટ છે તેથી હિન્દ અને ટિબેટ વચ્ચે ઘણો વેપાર ચાલતો નથી. અફઘાનિસ્તાનથી હિન્દમાં આવવાના રસ્તા ઠીક છે–તેમાં મુખ્ય ત્રણ છે, **ખાઇબર** પાસ, **ગોમલ** પાસ, અને **બોલાન** પાસ.

**નદીઓ**—ઉત્તર હિન્દમાં ત્રણ મોટી નદીઓ છે–**ગંગા**, **સિંધુ**, અને **બ્રહ્મપુત્રા**. મધ્ય હિન્દમાં **નર્મદા** તથા **તાપી** પશ્ચિમ તરફ વહી ખંભાતના આખાતમાં પડે છે, અને **મહાનદી** પૂર્વ તરફ વહી બંગા-

ળના ઉપસાગરમાં પડે છે. દક્ષિણની નદીઓ ગોદાવરી, કૃષ્ણા, પનાર, અને **કાવેરી** પૂર્વ તરફ વહી બંગાળના ઉપસાગરમાં પડે છે. **લુની** અરવલ્લીમાંથી નીકલી કચ્છના રણમાં થઈ અરબી સમુદ્રમાં પડે છે.

**બ્રહ્મપુત્ર** હિમાલયની એક ટેકરી જેને કૈલાસ પર્વત કેહે છે તેમાંથી નીકળી ટિબેટમાં પૂર્વ તરફ વહે છે અને આસામની પૂર્વ બાજુએ આવતાં પોતાના માર્ગ દક્ષિણ તરફ લઇ બંગાળના ઉપસાગરને મળે. એ નદીને ટિબેટમાં સામ્પુ કેહે છે. સિંધુ પણ કૈલાસ પર્વતમાંથી નીકળી ટિબેટમાં પશ્ચિમ તરફ વહે છે અને કાશ્મીરની ઉત્તરે આવતાં તે પણ પોતાને માર્ગ દક્ષિણ ભણી લે છે અને પંજાબ તથા સિંધમાં થઇ અરબી સમૂદ્રને મળે છે. ગંગા હિમાયલની ગૌમુખ નામની ગુફામાંથી નીકળી સંયુક્ત પ્રાંત તથા બંગાળમાં થઇ બંગાળના ઉપસાગારમાં પડે છે. ગંગા હિન્દમાં સૌથી વધારે પવિત્ર નદી ગણાય છે અને એને કિનારે હરદ્વાર, અલાહાબાદ (પ્રયાગ ) તથા કાશી એ પ્રખ્યાત પવિત્ર સ્થળો આવેલાં છે. ગંગાને મળનારી નદીઓ—જમના, ચંબલ, ગોગ્રા, ગોમતી વગેરે છે. સમુદ્ર તરફ જતાં ગંગાની બે શાખા બને છે એકને પદ્મા કે પુડા કેહે છે અને બીજીને ભાગીરથી અથવા હુગલી કેહે છે. પછી એ બે શાખામાંથી અનેક શાખા નીકળે છે અને તે છુટી છુટી દરિયાને મળે છે. એ ઠેકાણે એક ત્રિકોણ આકારનો પ્રદેશ થાય છે તેને **સુન્દરબન** કેહે છે. (એવા ત્રિકોણ આકારના પ્રદેશને અંગ્રેજીમાં **ડેલ્ટા** કેહે છે.) સિંધુને મળનારી નદીઓ–જેહલમ, રાવી, ચિનાબ, બીઆસ, સતલજ, અને અફગાનિસ્તાન ભણીથી કાબુલ નદી. સતલજ પણ કૈલાસ પર્વતમાંથી સિંધુ તથા બ્રહ્મપુત્રાની પાસેથી નીકળે છે.

ગોદાવરી, કૃષ્ણા, કાવેરી પશ્ચિમ ઘાટમાંથી નીકળે છે અને પૂર્વ તરફ વહી બંગાળના ઉપસાગરને મળે છે.

પનાર બે છે—ઉત્તરપનાર અને દક્ષિણપનાર એ બન્ને મહિસુરના ડુંગરામાંથી નીકળે છે.

નર્મદા સિંધ્યામાંથી અને તાપી સાતપુડામાંથી નીકળે છે.

સિંધુની લંબાઇ ૧૮૦૦ કરતાં વધારે છે, બ્રહ્મપુત્રની લંબાઈ આથી કાંઈક ઓછી છે. ગંગા ૧૬૦૦ માઇલ લાંબી છે. ગોદાવરી ૯૦૦ માઇલ, કૃષ્ણ ૮૦૦ માઇલ કાવેરી ૪૭૦ માઇલ છે. નર્મદા ૯૦૦ માઇલ અને તાપી ૭૦૦ માઇલ છે.

સરોવરો—હિન્દમાં ઘણાં સરોવરો નથી ઓરિસાની પાસે **ચિલ્કા** ગોદાવરી તથા કૃષ્ણાની વચ્ચે **કોલર** ; રજપુતાનામાં **સાંભર** છે.

## રાજકીય ભાગો.

હિન્દના રાજકીય ભાગો ૪ છે--બ્રિટિશ હિન્દુસ્થાન, દેશી રાજ્યો, સ્વતંત્ર રાજ્યો, પરદેશી રાજ્યો. જેટલો હિન્દનો ભાગ અંગ્રેજ સરકારના કારોબાર તળે છે તેને બ્રિટિશ હિન્દુસ્થાન કેહે છે. જ્યાં દેશી રાજાઓ અમલ ચલાવે છે તે ભાગને દેશી રાજ્યો કહે છે, નેપાલ તથા ભુટાન એ સ્વતંત્ર રાજ્યો કહેવાય છે, વળી પોર્ટુગીઝ તથા ફ્રેન્ચ સરકારના તાબામાં કેટલોક મુલક છે તે પરદેશી રાજ્ય કહેવાય છે,

બ્રિટિશ હિન્દુસ્તાન—હિન્દનો જે ભાગ અંગ્રેજ સરકારના અમલ તળે છે તેના નીચે પ્રમાણે ભાગો કર્યા છે :—

ગવર્નરના તાબામાં—બંગાલ, મદ્રાસ અને મુંબઇ ઇલાકો

લેફટેનન્ટ ગવર્નરના તાબામાં—પંજાબ, સંયુક્ત પ્રાંતો, બિહાર ઓરિસા અને બ્રહ્મદેશ.

ચીફ કમિશનરના તાબામાં—મધ્ય પ્રાંતો, આસામ, સરહદ ઉપરનો વાયવ્ય પ્રાંત, બલુચિસ્તાન, આજમેર-મેરવાડા વગેરે.

સને ૧૯૧૧ સુધી બંગાળ લેફટેનન્ટ ગવર્નરના તાબામાં હતો પણ જ્યારે દિલ્હીને પાયતખ્ત શેહેર બનાવ્યું ત્યારે કલકત્તાનો માન મરતબો જાળવવાને બંગાલને ગવર્નરના તાબાનો ઇલાકો બનાવ્યો.

## ૧. બંગાળ ઇલાકો.

**સીમા**—એ ઇલાકો હિન્દની પૂર્વે આવેલો છે.

**નદીઓ**—ગંગા તથા બ્રહ્મપુત્રા એ પ્રાંતમાંથી વહેતાં તેની ઘણી શાખા બને છે અને તે છુટી છુટી સમુદ્રને મળે છે

**વસ્તી પેદાશ વગેરે**—એની વસ્તી ૪૫૦ લાખની છે; તેમાં ૯૦ લાખ મુસલમાન છે. લોકો હિન્દી તથા બંગાલી ભાષા બોલે છે. ખેતીની પેદાશ—ચોખા, સણ, શેરડી, ગળી, તંબાકુ ખસખસ (અફીણ માટે) તેલના બીઆં, અને ચાહ. ખનીજ પદાર્થ—કોલસો અને લોખંડ

**કેળવણીમાં** બંગાલીઓ હિન્દમાં સૌથી આગળ વધેલા છે.

શેહેર—**કલકત્તા** હિંદુસ્થાનની જુની રાજધાની. ૧૯૧૧માં દિલ્હી ભરતખંડની રાજધાનીનું શેહેર બનાવવામાં આવ્યું. એ હુગલી નદી ઉપર છે. એની વસ્તી (પરાંઓ સાથે લેતાં) ૧૨ લાખની છે. બ્રિટિશ મહારાજ્યમાં લંડનથી ઉતરતું શેહેર એજ છે, અને વેપારમાં એ શેહેર હિન્દમાં પહેલું ગણાય છે.

**હાવરા** હુગલી નદી ઉપર કલકત્તાની સામી બાજુએ. મુંબઇ કે સુરતથી કલકત્તા જતાં આગગાડી હાઉરાના સ્ટેશન ઉપર ઉભી રહે છે

અને લોકો ત્યાં હુગલીનો પુલ ઓળંગી કલકત્તે જાય છે. **ઢાકા** અસલ ઉંચી મલમલને માટે પ્રખ્યાત હતું. બંગાલમાં કલકત્તા તથા હાવરાથી ઉતરતું શેહેર એ છે. **દાર્જીલિંગ** ઉત્તરમાં હવાખાવાનું ઠેકાણું છે. ઘણા શ્રીમંત અંગ્રેજો તથા દેશીઓ ઉનાળામાં ત્યાં જાય છે, એ ૭૦૦૦ ફીટ ઉંચું છે અને એની આસપાસ પર્વતોની સપાટી ઉપર ચાહ બહુ થાય છે. **મુર્શિદાબાદ** એ બંગાલના નવાબની રાજધાનીનું હતું. **ચંદ્રનગર** એ ફ્રેન્ચોનું સંસ્થાન છે.

## ૨. મુંબઈ ઇલાકો.

ગવર્નરના તાબાના મોટા ઇલાકા ત્રણ છે તેમાંનો બીજો મુંબઈ ઇલાકો છે. મોટા ઇલાકા ત્રણ છે તેમાં સૌથી જૂનો **બંગાળ** છે, ત્યાર પછી **મદ્રાસ** ઇલાકો બન્યો અને છેલ્લો **મુંબઇ** ઇલાકો ૧૯૧૮માં બન્યો.

**સીમા.**—મુંબઇ ઇલાકો હિન્દને પશ્ચિમ કિનારે આવેલો છે, એ બહુ લાંબો છે, મહિસૂરથી કિનારે કિનારે છેક બલુચિસ્તાન સુધી એની હદ છે, પણ એની પોહલાઈ બહુ નથી.

**હવા.**—મોસમ ત્રણ છે—ઉનાળો, ચોમાસું અને શીયાળો. ચોમાસું જૂનથી સપ્ટેમ્બર મહીના લગી રેહે છે. દર વર્ષે મુંબઇ તથા પશ્ચિમ ઘાટ ઉપર ૮૦ ઇન્ચ વરસાદ પડે છે. દખ્ખણમાં ૩૦ ઇન્ચ, ગુજરાતમાં આસરે ૪૦ ઇન્ચ પડે છે, સિન્ધમાં ઉત્તર ભાગમાં ભાગ્યે બે ત્રણ ઇન્ચ પડતો હોય.

**નદીઓ**—સિન્ધુ સિન્ધમાં; સાબરમતી, મહી, નર્મદા, તાપી ગુજરાતમાં થઇ ખંભાતના અખાતને મળે છે. ગોદાવરી અને કૃષ્ણ દખ્ખણમાં થઇ પૂર્વ તરફ જાય છે.

**વસ્તી તથા પેદાશ**—એની વસ્તી ૧૯૫ લાખની છે. એમાં ચાર મુખ્ય ભાષા બોલાય છે—સિન્ધી, ગુજરાતી, મરાઠી અને કાનડી અથવા કેનેરીઝ. **પેદાશ**—રૂ, ચોખા, ઘઉં, જુવાર, બાજરી, તેલના બીઆં વગેરે. આ ઇલાકામાં રૂની પેદાસ ઘણી છે તેથી **મુંબઈ** હિન્દુસ્થાનના બંદરોમાં સર્વોપરી છે.

ભરૂચ, સુરત, ખાન્દેશ, ધારવાડ એ જીલ્લાઓ રૂના મુખ્ય ઠેકાણા છે. રૂની પેદાશ તથા રૂના કારખાનાઓને લીધે આ ઇલાકો વેપારમાં સૌથી આગળ વધેલો છે.

## વિભાગ.

મુંબઈ ઇલાકાના ૪ વિભાગો કરેલા છે—ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ, દક્ષિણ વિભાગ તથા સિન્ધ.

ઉત્તર વિભાગમાં ૭ જીલ્લા છે—અમદાબાદ જીલ્લો, ખેડા જીલ્લો, પંચમહાલ, ભરૂચ જીલ્લો, સુરત જીલ્લો, તથા થાણા જીલ્લો—

૧. અમદાવાદ જીલ્લામાં મુખ્ય શેહેરો—અમદાવાદ સાબરમતી ઉપર, (ગુજરાતના મુસલમાન રાજ્યનું મુખ્ય શેહેર હતું) ગોઘા બંદર તથા ધોલેરા (જે રૂને માટે પ્રખ્યાત છે).

૨. ખેડા જીલ્લામાં મુખ્ય શેહેર—ખેડા તથા નડિયાદ.

૩. પંચમહાલ—મુખ્ય શેહેર—દોહદ, ગોધરા.

૪. ભરૂચ જીલ્લામાં—ભરૂચ નર્મદા ઉપર છે. એ ઘણું જૂનું શેહેર કહેવાય છે. તથા રૂના વેપાર માટે પ્રખ્યાત છે.

**સુરત** જીલ્લામાં—સુરત તાપીને કિનારે. એક વખતે હિન્દમાં સૌથી મોટું બંદર. અંગ્રેજોએ પોતાની પેહેલી કોઠી અહિં સ્થાપી. ૧૬૬૪માં જ્યારે શિવાજીએ સુરત લૂટયું ત્યારે ૩૦ ક્રોડ રૂપીઆ લઇ ગયો.

બીજાં શેહેરો—વલસાડ, રાંદેર.

થાણા જીલ્લો—મુખ્ય શેહેર થાણા.

મધ્ય વિભાગમાં ૬ જીલ્લા છે—ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, શોલાપુર અને સતારા.

**ખાનદેશ**—જીલ્લામાંથી તાપી નદી વહે છે એના ઘણા ભાગમાં મોટાં જંગલો છે. મુખ્ય શેહેર—ધુળિયા, જળગાંવ, અમલનેર.

**નાશિક** જીલ્લામાં મુખ્ય શેહેર નાશિક છે. એ ગોદાવરીના મુખ આગળ યાત્રાનું પ્રખ્યાત સ્થળ છે.

**અહમદનગર** જીલ્લામાં—અહમદનગર એ એક વખતે મુસલમાન રાજ્યની રાજધાનીનું શેહેર હતું. ચાંદબીબીએ એનો બચાવ કર્યો હતો. એ પ્રખ્યાત બહાદુર બાઇના નામ ઉપરથી એને ચાંદબીબીનું નગર પણ કેહે છે.

**પુના** જીલ્લામાં—પુના એ પેશ્વાની રાજધાની અને હાલમાં મોટું લશ્કરી મથક છે. ચોમાસામાં મુંબઈ સરકારનું રહેઠાણ પુનામાં થાય છે.

**શોલાપુર** જીલ્લામાં—શોલાપુર વેપારનું મથક છે. બારસીમાં રૂનો વેપાર ઠીક ચાલે છે.

**સતારા** જીલ્લામાં—સતારા. શાહુ તથા તેના પછીના મરેઠા રાજાઓની રાજ્યધાની પણ પેશ્વાની દરબાર પુનામાં હોવાથી મરેઠી રાજ્યનું મુખ્ય શેહેર પુના ગણાતું હતું.

દક્ષિણ વિભાગમાં ૬ જીલ્લા છે—બેલગામ, ધારવાડ, બીજાપુર, કોલાબા, રત્નાગીરી તથા ઉત્તર કેનેરા.

**બેલગામ** જીલ્લામાં બેલગામ એ લશ્કરી મથક છે અને એની હવા બહુ સારી ગણાય છે.

**કારવાર જીલ્લામાં** કારવાર અને કુમઠી બેઉ શેહેરોમાં, રૂનો વેપાર સારો ચાલે છે.

**બીજાપુર જીલ્લામાં** બીજાપુર એ એક વખતે નામાંકિત શેહેર હતું અને મુસલમાન રાજાનું મુખ્ય શેહેર હતું. એની જુની ઇમારતો જોવા લાયક છે.

**કોલાબા જીલ્લામાં** મુખ્ય શેહેર અલીબાગ છે

**રત્નાગીરી જીલ્લામાં** રત્નાગીરી દરિયા કિનારે છે.

ઉત્તર કેનેરા જીલ્લો મુંબઈ ઇલાકામાં સૌથી દક્ષિણે આવેલો છે. એની હદ છેક મદ્રાસ ઇલાકાને લાગે છે. એમાં સાગના કીંમતી જંગલો છે. એનું મુખ્ય શેહેર **કારવાડ** છે.

**સિન્ધ**—એ પ્રાંત મુંબઇ ઇલાકાનો ઉત્તર ભાગ છે. એમાં ગરમી બહુ પડે છે અને વરસાદ બહુ થોડો પડે છે અને તેના કેટલાક ભાગમાં ભાગ્યેજ પડે છે. સિન્ધુ નદીમાંથી નેહેરો મારફતે પાણી લઈ જઇ ખેતીવાડી કરવામાં આવે છે. વળી સિન્ધુ નદીમાં રેલ આવે છે ત્યારે બન્ને કાંઠે પાણી ઘણે દુર ફરી વળે છે; તે પાણી વડે પણ ખેતી થાય છે. બાકીનો ભાગ રેતાળ રણ છે.

**મુખ્ય શેહેરો**—કરાંચી એ સિંધનુ મુખ્ય શેહેર છે અને ઇલાકામાં મુંબઇથી ઉતરતું બંદર એજ છે. હૈદરાબાદ, સિન્ધુ નદી ઉપર, સિન્ધના અમીરોની રાજધાનીનું શેહેર હતું.

## (૩) મદ્રાસ ઇલાકો.

**મદ્રાસ ઇલાકો** ૧૮૦૧માં બન્યો. લોર્ડ વેલેસ્લીએ તાંજોર તથા કર્ણાટક ૧૮૦૧માં ખાલસા કર્યાં અને ટીપુ પાસેથી લીધેલા પ્રાંતો તેની સાથે જોડી દઈ આ ઇલાકો બનાવ્યો. દેશી રાજ્યો બાદ કરતાં એમાં

દખ્ખણનો મોટો ભાગ આવી જાય છે. કેપ કોમોરિનથી ઓરીસા સુધી પૂર્વ કિનારે અને પશ્ચિમમાં કેનેરા સુધી એની હદ છે.

**પર્વતો**—પશ્ચિમ તથા પૂર્વઘાટ અને નીલગીરી તેમની વચ્ચે.

**નદીઓ**—ગોદાવરી તથા કૃષ્ણા, ઉત્તરપેનર, દક્ષિણપેનર અને કાવેરી એ બંગાળના ઉપસાગરમાં પડે છે.

**પેદાશ વસ્તી વગેરે**—એ ઇલાકાની વસ્તી ૩૮૦ લાખની છે. અહિંના લોક ઘણાખરા દ્રાવિડ પ્રજા છે, અને તેલેગુ, તામિલ. કેનેરીઝ (કાનડી) માલયલમ ભાષાઓ બોલે છે. ભાત, જુવાર, તેલનાબીઆં, શેરડી, તંબાકુ, કાફી (નીલગીરી ઉપર) તથા નાળીએર પુષ્કળ થાય છે. ખનીજ પદાર્થમાં લોખંડ, કોલર પ્રાંતમાં સોનુ નિકળે છે. ગોવલકોંડાની ખાણમાંથી આગળ હીરા નિકળતા હતા.

**શેહેરો**—**મદ્રાસ** એ ઇલાકાનુ મુખ્ય શેહેર છે. દક્ષિણ હિન્દુસ્થાનમાં સૌથી મોટું બંદર વસ્તી ૫૧૦,૦૦૦ની છે. રાજમંદ્રી, ગોદાવરીના મુખ આગલ મોટું બંદર છે. **ત્રિચનાપલી**, કાવેરી ઉપર, મોટું લશ્કરી મથક છે, અને ઇલાકામાં બીજા નંબરનું શેહેર છે, ઉટાકામંડ, નીલગીરી ઉપર હવા ખાવાનું ઠેકાણુ છે મછલીપટમ, કૃષ્ણાના મુખ આગળ બંદર છે. ટ્યુટિકોરીન છેક દક્ષિણમાં મોટું બંદર છે. મદુરા એ બહુ જૂનુ શેહેર છે, એના જૂના મંદિરો જોવા લાયક છે.

## (૧) પંજાબ.

**બંગાલ**, **મદ્રાસ** તથા **મુંબઈ** એ ત્રણ ઇલાકાના મુખ્ય અમલદારને **ગવર્નર** કેહે છે, **પંજાબ**, **સંયુક્ત પ્રાંતો**, **બિહાર-ઓરિસા** તથા **બ્રહ્મદેશ** એ ચાર પ્રાંતોના મુખ્ય અમલદારને **લેફટેનન્ટ ગવર્નર** કેહે છે.

**પંજાબ**—એ શબ્દનો અર્થ પાંચ નદીવાળો મુલક થાય છે. (પંજ-પાંચ, આબ-નદી) હિન્દની પશ્ચિમ હદ ઉપરનો એ પ્રાંત છે.

**નદીઓ**—સિન્ધું અને તેને બળનારી પાંચ નદીઓ—સતલજ, રાવી, ચિનાબ, જેહલમ તથા બીઆસ.

**વસ્તી**—પંજાબ એ શીખ લોકોનો મુલક છે, હિન્દના બીજા ભાગો કરતાં પંજાબના લોકો વધારે જોરાવર તથા શૂરા હોય છે. હિન્દુ અને મુસલમાનોની સંખ્યા આ પ્રાંતમાં સરખી છે.

**હુવા**—ઉનાળામાં ગરમી અને શિયાળામાં ઠંડી ઘણીજ પડે છે. હિન્દના બીજા ભાગોમાં આટલી ગરમી કે ઠંડી પડતી નથી. મોટી નદીઓમાંથી નેહેરો મારફતે પાણી લઈ જવાય છે, તેથી એ પ્રાંતની ઘણી જમીનમાં ખેતી બહુ સારી થાય છે. પેદાસ—ઘઉં એ મુખ્ય છે, જવ, તંબાકુ, શેરડી વગેરે. હિમાલયની નીચી ટેકરીઓ ઉપર ચ્હા બહુ થાય છે.

**શેહેરો**—લાહોર રાવી ઉપર પંજાબનુ મુખ્ય શેહેર છે, અહિં લેફ્ટેનન્ટ ગવર્નર રેહે છે. અમૃતસર એ સીખ લોકોનુ પવિત્ર શેહેર છે તથા એમાં શાલ તથા રૂ તથા રેશના કાપડ સારાં બને છે. અંબાલા એ મોટુ લશ્કરી મથક છે. સિમલા એ હિમાલયની નીચી ટેકરી ઉપર હવા ખાવાનુ ઠેકાણુ છે. વાઇસરૅાય દર વર્ષ ઉનાળામાં અહિં રહે છે. રાવલપિન્ડી એ હાલમાં ઘણુ મોટું લશ્કરી મથક છે. એની પાસે મરી એ પણ હવા ખાવાનુ ઠેકાણુ છે. મુલતાન એ ચિનાબ નદી ઉપર લશ્કરી મથક છે.

## (૨) સંયુક્ત પ્રાંતો.

ગંગા તથા જમના વચ્ચેનો દોઆબ તથા આઉધ મળીને એ પ્રાંત બનેલો છે. આગળ એને વાવ્ય પ્રાંત કહેતા હતા પણ જ્યારે

૧૯૦૧માં સરહદ ઉપરનો વાવ્ય પ્રાંત બન્યો ત્યારે એનું નામ "આગ્રા તથા આઉધના સંયુક્ત પ્રાંત" પડ્યું. હિન્દુસ્થાનના જૂના નામાંકિત રાજ્યો એમાંજ થઇ ગયાં. એ શુદ્ધ હિન્દુસ્થાન છે. અહિં લોકો હિંન્દી ભાષા બોલે છે. હિન્દીમાં ફારસી તથા અરબી શબ્દોનો ભેળ કરી જે ભાષા બની છે તેને ઉર્દુ કેહે છે અને મુસલમાનો ઉર્દુ બોલે છે.

**નદીઓ**—ગંગા તથા જમના; વળી ગોમતી તથા ગોગરા એ ગંગાની મોટી શાખા છે, ચંબલ તથા સોન એ જમનાની શાખા છે.

**પેદાશ**—એ પ્રાંત ઘણો રસાળ છે. વસ્તી ૪૭૨ લાખની છે અને બહુ ઘાડી છે એટલે દર ચોરસ માઇલે ૫૦૦ માણુસ વસે છે. એમાં ઘઉં એ મુખ્ય પેદાશ છે. વળી અફીણ, તેલના બીઆં, શેરડી તથા ગળી તથા ચ્હા બહુ થાય છે. એક લાખથી વધારે વસ્તીવાળાં સાત શેહેરો એમાં છે—લખનો, બનારસ, આગ્રા કાહનપુર, અલાહાબાદ, બરેલી, અને મીરટ.

**શેહેરો**—અલાહાબાદ એ ગંગા તથા જમનાના સંગમ ઉપર છે, આ પ્રાંતનું મુખ્ય શેહેર છે અને લેફ્ટેનન્ટ ગવરનર અહિં રહે છે. કાહનપુર એ સુતરાઉ કાપડ તથા ચામડાંના સામાનને માટે પ્રખ્યાત છે, આગ્રા જમના ઉપર એ થોડો વખત મુગલ રાજ્યની રાજધાની હતી. તાજ મહાલ નામનો પ્રખ્યાત રોજા આગ્રામાં છે. બનારસ અથવા કાશી એ ગંગા નદી ઉપર છે હિન્દુઓનું સૌથી પ્રખ્યાત પવિત્ર યાત્રાનું સ્થળ છે. બરેલી, મીરટ, કનોજ એ મોટાં શહેરો છે. લખનો એ આ ઉધનું મુખ્ય શેહેર છે.

દિલ્હી—હિન્દુસ્થાનમાં સૌથી પ્રખ્યાત શેહેર, હિન્દુ, અફગાન તથા મુગલ પાદશાહોની રાજધાનીનું પાટનગર અને હાલમાં બ્રિટિશ શેહેનશાહાતનું મુખ્ય શેહેર પણ એજ છે. એ શેહેર રાજધાની થવાથી એ કોઈ પ્રાંતમાં ગણાય નહિ. તોએ કલકત્તા તથા મુંબઈથી વેપાર તથા વસ્તીમાં બહુ ઉતરતું છે.

## (૩) બિહાર-ઓરીસા.

બિહાર-ઓરીસા ૧૯૧૨માં બંગાલથી છુટા પાડી એનો એક નવો પ્રાંત બનાવ્યો છે અને તે લેફ્ટેનન્ટ ગવર્નરના તાબામાં મુકયો છે.

**પેદાશ ભાષા વગેરે**—લોકો હિન્દી તથા ઉર્દુ બોલે છે, અને ઓરીસાના લોકો ઉરીયા ભાષા બોલે છે જે બંગાલીને મળતી આવે છે. ચોખા, ઘઉં, જવ, જુવાર બાજરી બહુ થાય છે, અફીણનો પાક આ પ્રાંતમાં સૌ કરતાં વધારે થાય છે. વસ્તી ૪ કરોડ છે.

શેહેરો—પટના ગંગા નદી ઉપર મુખ્ય શેહેર છે. અહિં અફીણનો પુષ્કળ વેપાર ચાલે છે. બીજાં શેહેરો મોંઘીર, ભાગલપુર વગેરે છે. ઓરીસામાં મુખ્ય શેહેર કટક છે એ મહા નદી ઉપર છે. પુરી અથવા જગન્નાથપુરી એ યાત્રાનું સ્થળ છે.

## (૪) બ્રહ્મદેશ અથવા બર્મા.

એ દેશ હિન્દુસ્થાનની હદની બહાર છે. બ્રહ્મી લોકો આર્યનથી તથા એમની ભાષા પણ અનાર્ય છે. લોકો બૌદ્ધ ધર્મ પાળે છે, અને રિવાજમાં હિન્દી પ્રજાથી જુદા છે. પણ રાજકીય બાબતમાં એને હિન્દુસ્થાનનો એક ભાગ ગણ્યો છે.

૧૮૨૪માં પેહલી બ્રહ્મી લડાઈ થઈ ત્યારે આરાકાન તથા ટીનાસરીમ પ્રાંતો લેવાયા. પછી ૧૮૫૨માં બીજી લડાઈ વખતે દક્ષિણ બ્રહ્મ

દેશ જેને પેગુ કહે છે તે લેવાયો અને ૧૮૮૬માં ઉત્તર બ્રહ્મદેશ લેવાયો. આમ ત્રણ કકડે એ પ્રાંત બન્યો છે. એ પણ લેફ્ટેનન્ટ ગવર્નરના હાથ નીચે છે.

નદીઓ—ઇરાવતી તથા સાલ્વેન.

પેદાશ—એ પ્રાંત ચોખાના પાકને માટે પ્રખ્યાત છે. વળી મોલમીનનું સાગનું ઇમારતી લાકડું એનો પણ બોહળો વેપાર ચાલે છે.

શેહેરો—રંગૂન ઇરાવતી ઉપર મુખ્ય શેહેર છે. મુંબઇ, કલકત્તાથી ઉતરતું ત્રીજા નંબરનું બંદર રંગુન છે. માંડલે તથા આવા એ બ્રહ્મી રાજાઓની રાજધાનીના શેહેરો હતાં. મોલમીન સાગના લાકડાંના વેપારને માટે પ્રખ્યાત છે. પેગુ એ ચોખાનું મોટું બંદર છે.

## (૧) આસામ.

ગવર્નરના તાબાના ત્રણ મોટા ઈલાકા—બંગાલ, મુંબઇ તથા મદ્રાસ; અને લેફ્ટેનન્ટ-ગવર્નરના તાબાના ૪ પ્રાંત—પંજાબ, સંયુક્ત પ્રાંતો, બિહાર-ઓરીસા તથા બ્રહ્મદેશ-એ વિષે આપણે વાંચી ગયાં છીએ. હવે વેપાર, વસ્તી, ઉપજ વગેરેમાં ઉતરતા પ્રાંતો ૪ છે, તેના ઉપરી અધિકારી ‘ ચીફ કમિશ્નર ’ કહેવાય છે. તે પ્રાંતેના નામ—આસામ, સરહદપરનો વાવ્ય પ્રાંત, મધ્ય પ્રાંત, બ્રિટિશ બલુચિસ્તાન.

આસામ હિંદુસ્થાનના ઈશાન ખુણામાં આવેલો છે. એમાંથી બ્રહ્મપુત્રા નદી વહે છે. એ પ્રાંતમાં વરસાદ પુષ્કળ પડે છે, એવું કહેવાય છે કે **ખાસીઆ** ટેકરીઓ ઉપર જેટલો વરસાદ પડે છે તેટલો દુનિયાના કોઇ ભાગમાં પડતો નથી. ચ્હાની રોપણી હિન્દમાં પહેલી આસામમાં કરવામાં આવી હતી, અને હિન્દમાં સૌથી ઘણી ચ્હા આસામ

તથા પૂર્વ બંગાલમાં થાય છે. આસામમાં કોલસો પણ ઉંચા પ્રકારનો નિકળે છે.

**શેહેરો**—ગોહતી બ્રહ્મપુત્રા ઉપર, આસામમાં સૌથી મોટું શેહેર શિલોંગ એ મુખ્ય શેહેર છે, સરકારી કચેરીઓ ત્યાં છે. કાચાર એમાં ચ્હા બહુ થાય છે.

## ૨. સરહદ ઉપરનો વાવ્યપ્રાંત.

સને ૧૯૦૧ માં સિન્ધુ નદી તથા હિન્દુકુશ તથા સુલેમાન પર્વતો વચ્ચેના ભાગનો એક જુદો પ્રાંત બનાવ્યો અને તેનું નામ સરહદ ઉપરનો વાવ્ય પ્રાંત પાડયું. આગળ એ પ્રાંત પંજાબ સરકારના તાબામાં હતો, પણ હવડાં એને ચીફ કમિશ્નરના તાબામાં મુકયો છે,

**વસ્તી, પેદાશ**—લોકો પહાડી અફગાનો છે. તેમના જુદા જુદા તાયફાઓ (ટોળીઓ) છે. તેમાં મુખ્ય વઝીરી, કોહસ્તાની. ખાઈબરી વગેરે છે. એ લોકો સરહદ ઉપર હમેશાં લુંટ ચલાવે હતા અને બ્રિટિશ રૈયતને હેરાન કરતા હતા, તેથી તેમનો દેશ લઈ તેઓને વશ રાખવાને આ પ્રાંત સરકારે પોતાના કબજામાં લીધો છે.

**ખાઇબરપાસ** એ કાબુલથી હિંદુસ્તાન આવવાનો મુખ્ય રસ્તો છે અને એને નાકે પેશાવર છે. એ મોટું લશ્કરી મથક છે.

## ૩. મધ્ય પ્રાંતો.

હિંદુસ્તાનના મધ્ય ભાગમાં આ પ્રાંત છે, માટે એને મધ્ય પ્રાંત એ નામ આપ્યું છે. આગળ એ રાઘુજી ભોંસલેનું રાજ્ય હતું. ૧૮૫૩ માં ખાલસા કરવામાં આવ્યું.

**નદીઓ અને પર્વતો**—વિંધ્યા તથા સાતપુડાની હાર એના પશ્ચિમ ભાગમાં લંબાય છે. નર્મદા તથા તાપી અહિંથી નીકળે છે.

વર્ધા તથા વાઇનગંગા એ ગોદાવરીને મળે છે. પેદાશ—બિરાર (વરાડ) પ્રાંતમા રૂ બહુ પાકે છે અને તેનો ભારે વેપાર ચાલે છે.

**શેહેરો—નાગપુર,** એ અસલ ભોંસલેની રાજધાનીનું શેહેર હતું. હાલમાં પણ મુખ્ય શેહેર એજ છે. ચિફ કમિશ્નરની કચેરી અહિંજ છે.

**કામ્પટી** એ લશ્કરી છાવણી છે. હિંગનઘાટ એ રૂનું મોટું મથક છે. **વરોરા**માં કોલસાની ખાણો છે. જબલપુર નર્મદાને કિનારે વેપારી શેહેર છે. એ મોટું રેલ્વે સ્ટેશન છે. અહિં ઇસ્ટ ઇન્ડિયા તથા જી. આઈ. પી. રેલ્વેનો સંગમ થાય છે. સાગર લશ્કરી મથક છે. વરાડ પ્રાંત (બિરાર) નિઝામ પાસેથી ૧૮૫૩માં લીધો હતો. એનું મુખ્ય શેહેર આકોલા છે. ઉમરાઓટી એ રૂનું મોટું મથક છે.

## ૪. બ્રિટિશ બલુચિસ્તાન.

હિંદુસ્થાનની પશ્ચિમે બલુચી લોકોનો મુલક છે જેને બલુચિસ્તાન કહે છે. એના ત્રણ ભાગ છે—(૧) બ્રિટિશ બલુચિસ્તાન, (૨) ખેલાત ના ખાનનો મુલક, તથા ટ્રાઇબલ એરિયાઝ (Tribal Areas)—એટલે જે ભાગોમાં દરેક તાયફાનો સરદાર સ્વતંત્રપણે રાજ્ય કરે છે તે. એવા ૮ તાયફાઓ છે બધો દેશ રેતાળ અને પહાડી છે, પેદાશમાં માત્ર કોઇ કોઇ ઠેકાણે જુવાર, ઘઉં વગેરે થાય છે. વસ્તી બહુ આછી છે—એટલે દર ચોરસ માઇલે ફકત ૮ માણસો હોય છે. (સરખાવો બંગાલ તથા સંયુકત પ્રાંતો જ્યાં દર ચોરસ માઇલે ૫૫૦ માણસો હોય છે,) તાયફાઓમાં બલુચ તથા બ્રહુઇ મુખ્ય છે.

**શેહેરો—ક્વેટા** બ્રિટિશ બલુચિસ્તાનનું મુખ્ય શેહેર બોલાન પાસને નાકે છે. અહિં લશ્કરની મોટી છાવણી છે. ચમન અફઘાન

સરહદ પર આવેલું છે. (પૂછો ખાયબર તથા બોલાન પાસ શું છે)
**ખેલાત** એ ખેલાતના ખાનનું મુખ્ય શેહેર છે. ખાન બધા તાયફાઓના ઉપરી હોવાનો દાવો કરે છે, પણ તેઓ તેને તાબે રહેતા નથી. એ તાયફાવાળાઓ બ્રિટિશ હદમાં આવી ખુબ લુટ ચલાવતા હતા. તેથી અંગ્રેજ સરકારે ૧૮૭૯માં વચ્ચે પડી એ તાયફાવાળાઓને દેશનો અમુક ભાગ આપી ત્યાં રાખ્યા. એ ભાગને ટ્રાઇબલ એરિયાઝ કહે છે. એઓને દાબમા રાખવાને કવેટામાં છાવણી રાખી. હાલમાં બધો મુલક ચીફ કમિશ્નરના તાબામાં છે.

## દેશી રાજ્યો.

બ્રિટિશ સરકારના રક્ષણ તળે ૬૦૦ કરતાં વધારે દેશી રાજ્યો છે. ઘણાં ખરાં રાજ્યો બહુ નાના છે. મુખ્ય રાજ્યો નીચે પ્રમાણે છે.

૧ **હૈદરાબાદ.** ૨ **કાશ્મીર.** ૩ **મહિસૂર.** ૪ **રાજપુતાના રાજ્યો.** ૫ **સેન્ટ્રલ ઇંન્ડિયા એજન્સીના રાજ્યો** ૬ **ગાયકવાડ.**

એ મોટાં રાજ્યો વાઇસરૉય અથવા વડી સરકાર સાથે સંબંધ ધરાવે છે. એમની દરબારમાં વડી સરકાર તરફથી એક અંગ્રેજ અમલદાર રહે છે તેને રેસીડેન્ટ કહે છે. એ રેસીડેન્ટ દેશી રાજાઓના સલાહકાર છે, અને તેમને રાજકારોબારમાં મદદ કરે છે અને રાજ્યમાં સુધારા કરાવે છે.

બીજાં જે નાના રાજ્યો છે તે પ્રાંતિક સરકાર સાથે સંબંધ રાખે છે જેમકે કાઠીઆવાડના રાજ્યો મુંબઈ સરકાર સાથે સંબંધ ધરાવે છે, બીજાં તે બંગાલ કે મદ્રાસ વગેરે સરકાર સાથે સંબંધ રાખે છે.

## હૈદરાબાદ અથવા નિઝામનું રાજ્ય.

હૈદરાબાદ અથવા નિઝામનું રાજ્ય સર્વ દેશી રાજ્યોમાં મોટું છે. કૃષ્ણા તથા ગોદાવરી તથા પાઇન ગંગા વચ્ચેનો રસાળ મુલક એ રાજ્યમાં આવી જાય છે.

વસ્તી—પૂર્વમાં દ્રવિડ લોકો છે અને તેલેગુ ભાષા બોલે છે, પશ્ચિમમાં મરેઠાઓ છે. વસ્તીનો ઘણોખરો ભાગ હિન્દુ છે. વસ્તીની કુલ સંખ્યા ૧૧૫ લાખની છે, તેમાં માત્ર એક દશાંશ મુસલમાનો છે.

મુખ્ય શેહેરો—હૈદરાબાદ એ રાજધાની છે. સિકંદરાબાદ તથા બોલારમમાં લશ્કરી છાવણી છે. ઔરંગાબાદ ઔરંગઝેબે અહિં પોતાની રાજધાની બનાવી હતી. એની કબર તથા રોજા પણ ત્યાંજ છે.

### કાશ્મીર.

એ બહુ સુન્દર પહાડી દેશ છે, અને ઘણો રસાળ છે. એમાંથી સિંધુ નદી વહી પંજાબમાં જાય છે એની ઉત્તરે કારાકોરમ પર્વતો છે. **ગોડવિન ઑસ્ટેન** નામની એની સૌથી ઉંચી ટેકરી માત્ર **એવેરેસ્ટ**થી ઉતરતી છે. તેની ઉંચાઇ ૨૮૨૫૦ ફીટ છે.

પેદાશ—એની આબોહવા ઘણી સારી છે અને એની ખીણો, એના પર્વતો, તથા સરોવરો અને સરોવરો ઉપર તરતા બાગો જોઇને મુસાફરો ખુશ ખુશ થઇ જાય છે. મુગલ પાદશાહ જહાંગીર ઉનાળામાં હમેશ કાશ્મીર જતો હતો. એમાં દ્રાક્ષ, સફરજન વગેરે મેવો બહુ થાય છે. જગતપ્રસિદ્ધ કાશ્મીરી શાલો ત્યાંનાં બકરાંના વાળ કે ઉનની બને છે. એ ઉન રેશમ જેવું હોય છે.

મુખ્ય શેહેર—શ્રીનગર એ કાશ્મીરની રાજધાની છે. લેહ એ સિન્ધુ ઉપર છેક ઉતરે છે.

## મહિસુર.

મહિસુર એ બહુ જૂનું હિન્દુ રાજ્ય છે. હૈદર તથા ટીપુના વખતમાં એ ઘણું બળવંત થયું હતું. હાલમાં એ ઘણું આબાદ તથા સુધરેલું દેશી રાજ્ય છે.

**નદી પેદાશ** વગેરે—કૃષ્ણા તથા કાવેરીની શાખાઓ એમાં છે. પશ્ચિમઘાટ તથા નીલગીરી ઉપર કાફી બહુ થાય છે, તેમજ સાગ અને સુખડના ઝાડ પણ પુષ્કળ છે. કોલર જીલ્લામાં સોનાની ખાણો છે.

મુખ્ય શેહેર—મહિસુર એ રાજાની રાજધાની છે. બેંગ્લોર એ લશ્કરી મથક છે અને એના હવા પાણી બહુ સારાં કહેવાય છે, અને એના બાગ ઘણા વખણાય છે. શ્રીરંગપટ્ટણ એ હૈદર તથા ટીપુની રાંજધાનીનું શેહેર હતું.

## રાજપુતાના.

**રજપૂતાના અથવા રજપુતસ્થાન** એટલે રજપુતોનો મુલક એમાં ઘણા ખરા રાજાઓ રજપુત છે અને વસ્તી પણ ઘણે ભાગે રજપુતની છે. એમાં ૨૦ દેશી રાજ્યો છે અને વચ્ચોવચ અજમેર-મેરવાડાનો અંગ્રેજી પ્રાંત છે. અહિં "ચીફ કમિશ્નર" રહે છે અને આસપાસના દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખે છે અને તેનું રક્ષણ કરે છે.

**મુખ્ય રાજ્યો**—ઉદેપુર અથવા મેવાડ, જોધપુર અથવા મારવાડ જેપુર, ભરતપુર, અલ્વર, બિકાનેર તથા જેસલમેર, બુન્દી, કોટા, સિરોહી, ટોંક વગેરે.

**નદીઓ પેદાશ વગેરે**—ચંબલ વિન્ધિઆ પર્વતમાંથી નિકળી જમનાને મળે છે. ચંબલની શાખા બનાસ અર્વલીમાંથી નિકળે છે. લુણી અર્વલીમાંથી નિકળી કચ્છના રણની રેતીમાં સમઇ જાય છે, અર્વલીની પશ્ચિમે જે ભાગ છે તે રેતાળ રણ જેવો છે; પૂર્વ તરફનો ભાગ કાંઇક રસાળ છે.

**શેહેરો**—જોધપુર એ મારવાડનું મુખ્ય શેહેર જેપુર એ જેપુર રાજ્યનું મુખ્ય શેહેર છે. એ રાજ્ય રજપુતાનામાં સૌથી રસાળ તથા આબાદ છે. મેવાડનુ મુખ્ય શેહેર ઉદેપુર છે. એની જૂની રાજધાની ચિતોડ છે. ભરતપુર રાજ્યનુ મુખ્ય શેહેર ભરતપુર બિકાનેર તથા જેસલમેર એ એજ નામના રાજ્યોની રાજધાનીઓ છે. મધ્યમાં અજમેર છે.

## સેન્ટ્રલ ઇન્ડિઆ એજન્સી.

જે ભાગ મધ્ય પ્રાંતો અને સંયુક્ત પ્રાંતો અને રજપુતાનાની વચ્ચે આવેલો છે તેને સેન્ટ્રલ ઇન્ડિયા એજન્સી કેહે છે. એમાં નાનાં મોટાં મળી ૭૧ દેશી રાજ્યો છે. તેમાં મુખ્ય આ છે—રેવા અને બુંદેલખંડ પૂર્વમાં, સિંધ્યાનુ રાજ્ય ઉત્તરમાં, ભોપાલનુ રાજ્ય અને હોલ્કરનુ રાજ્ય દક્ષિણમાં.

**નદીઓ તથા પર્વતો**—વિંધ્ય પર્વત દક્ષિણમાં છે. નર્મદા દક્ષિણમાં વહે છે. બેટવા એ જમનાની શાખા છે અને મધ્યમાંથી વહે છે. પેદાશ—હોલ્કરના રાજ્યમાં અફીણ પુષ્કળ પાકે છે.

રેવા એ બુંદેલખંડની પાસે છે. એનુ મુખ્ય શેહેર રેવા છે.

બુંદેલખંડ એટલે બુંદેલા રજપૂતોનો દેશ. લોકો બહુ લડાયક છે અને આગળ બહુ મોહોમાહેની લડાઇઓ તેમનામાં થતી હતી, પણ હાલમાં લોક શાન્ત થયા છે. એમાં નાના રાજ્યો ઘણા છે. તેમાં સૌથી મોટું રાજ્ય **ઓરછા** છે.

**ઇન્દોર અથવા હોલ્કરનુ રાજ્ય**—નર્મદાને બન્ને કાંઠે આવેલા છુટાછુટા પ્રાંતોનું એ રાજ્ય બનેલું છે. એમા અફીણનો પુષ્કળ પાક થાય છે. મુખ્ય શેહેર ઇન્દોર છે. **મ્હૌ** એ લશ્કરી છાવણી છે.

**ભોપાલ**—નર્મદાને ઉત્તરે એ રાજ્ય આવેલું છે. ભોપાલનાં બેગમ એ કુશળ રાજકર્તા છે અને ભણેલાં બાનુ છે. મુખ્ય શેહેર-ભોપાલ.

ગ્વાલિયર અથવા સિન્ધિઆનુ રાજ્ય—મધ્ય હિન્દના રાજ્યોમાં એ સૌથી મોટું છે. એ રાજ્ય મુખ્ય કરી ચમ્બલ તથા નર્મદા વચ્ચે આવેલું છે.

મુખ્ય શેહેર—ગ્વાલિયર એ રાજધાની છે. પ્રાચિન શેહેર ઉજન પણ એજ રાજ્યમાં છે. નિમચ એ લશ્કરી મથક છે.

## ગાયકવાડનું રાજ્ય.

મુંબઇ ઇલાકામાં સૌથી મોટું રાજ્ય ગાયકવાડ મહારાજનું છે. ગુજરાતની રસાળ ભૂમીમાં સૌથી રસાળ ભાગો ગાયકવાડી રાજ્યમાં આવેલા છે. મુખ્ય શેહેર—વડોદરા. બીજાં શેહરો—નવસારી ગણદેવી વગેરે છે.

## પ્રાંતિક સરકાર તાબાના રાજ્યો.

૧ બંગાલ સરકારના તાબામાં ઘણા દેશી રાજ્યો છે તેમાં મુખ્ય-સિખિમ, કુચબિહાર, તિપેરા અને મણીપુંર છે.

૨. સંયુક્ત પ્રાંતોને તાબે—

રામપુર એ રોહિલ્લા પઠાણોનું રાજ્ય છે. ગઢવાલ એ હિમાલયમાં છે. ગંગા તથા જમનાના મુખ ગઢવાલમાં છે. મુખ્ય શેહેર–તેહરી.

૩. પંજાબ સરકારના તાબામાં બહાવલપુર બાદ કરતાં ઘણાં ખરાં શીખ રાજ્યો છે.

બહાવલપુર, પતીયાલા, ઝીન્દ, નાભા, ફરીદકોટ વગેરે.

શીખ રાજ્યોમાં મુખ્ય પતીયાલા છે.

૪. મધ્ય પ્રાંતની સરકારના તાબામાં ઘણા નાના રાજ્યો છે જેમાંના ઘણાં ખરાં જંગલોથી ભરેલાં છે અને વસ્તી જંગલી મૂળ વતનીઓની છે. તેમાં મુખ્ય બસ્તર અથવા જગદળપુર છે.

૫. મદ્રાસ ઈલાકાને તાબેના દેશી રાજ્યોમાં મુખ્ય ત્રવણકોર કોચિન, પુડુકોટા વગેરે છે. ત્રાવણકોર બહુ રસાળ રાજ્ય છે, તેમાં જાયફળ, તજ, લવિંગ, મરી વગેરે તેજાના થાય છે. કાફી પણ બહુ થાય છે. મુખ્ય શેહેર ત્રિવાનદ્રમ, અલેપી (અથવા આલપઇ) એ બંદર છે.

કોચીનનાં મુખ્ય શેહેર એરનાકુલમ છે.

૬. મુંબઇ ઈલાકાને તાબે દેશી રાજ્યો બધા ઈલાકાઓ કરતાં વધારે છે; પણ તે ઘણા ખરાં નાનાં છે. તેમાના મુખ્ય ખેરપુર તથા કચ્છ છે. બીજાં નાના રાજયના સમૂહ બનાવ્યા છે, જેવા કે—કાઠી-આવાડનાં રાજયો, મહીકાંઠાના રાજયો, રેવાકાંઠાના રાજયો, ગુજરાતના રાજયો દખ્ખણના રાજયો વગેરે.

ખેરપુર સિન્ધમાં છે એનું મુખ્ય શેહેર ખેરપુર. કચ્છ એ મોટું રાજ્ય છે પણ એનો ઘણો ભાગ રણ છે.

મુખ્ય શેહેરો—ભુજ તથા માંડવી.

કાઠીઆવાડમાં મુખ્ય રાજ્યો—ભાવનગર, જુનાગઢ, પોરબંદર રાજકોટ વગેરે છે. મુખ્ય શેહેરો—ભાવનગર સારૂં બંદર છે, રાજકોટ-માં રાજકુમારોને માટે કૉલેજ છે, પોરબંદર, દ્વારકાં જાત્રાનું ઠેકાણું છે, એમાં કાઠી, કોળી, ભીલ તથા વાઘેર વગેરે લડાયક લોકો રહે છે.

રેવાકાંઠા અને ગુજરાતના રાજ્યો ઘણા નાના છે, જેવાં કે વાંસદા, ધરમપોર, સચીન જે સુરતની પાસે છે. દક્ષિણના રાજ્યોમાં મુખ્ય કોલાપુર તથા સાવંતવાડી છે.

## સ્વતંત્ર રાજ્યો.

નેપાલ તથા ભૂતાન એ બન્ને હિમાલયના પ્રદેશમાં છે. નેપાલ હિમાલયના પ્રદેશમાં છે. નેપાલ એ ગુરખાઓનો દેશ છે. એ લોકો ઘણા બહાદુર લડવૈયા છે. મુખ્ય શેહેર ખટમંડુ છે. ભૂતાનનું મુખ્ય શેહેર પનાખા છે.

## પરદેશી રાજ્યો.

ફ્રેન્ચોના તાબામાં—ચંદ્રનગર, (હુગલી ઉપર) યેનાન (ગોદાવરીના મુખ પાસે) પોન્ડિચેરી તથા કૅરિકલ (પૂર્વ કિનારે) માહી (મલબાર કિનારે) છે.

પોર્ટુગીઝના તાબામાં—ગોઆ, દમણ તથા દીવ છે.

## હિન્દની નિપજ.

હિદુસ્થાન ઘણો રસાળ દેશ છે અને આપણને જે જે વસ્તુઓ જોઇએ તે સર્વ અહિં થાય છે.

રૂ—ગુજરાત, ખાનદેશ, મધ્ય પ્રાંત, બેરાર, તથા બંગાલમાં પુષ્કળ થાય છે.

ઘઉં—સંયુક્ત પ્રાંત તથા પંજાબમાં વિશેષ થાય છે.

ચોખા—બંગાલ, બર્મા, મદ્રાસ ઇ૦ મુંબઈ ઇ૦

બાજરી—ગુજરાત, કાઠીયાવાડ, રજપૂતાનામાં વિશેષ.

જુવાર—સર્વ ઠેકાણે.

તેલના બીઆં—(જેવાં કે તલ, એરંડી, અલસી, સરસીયુ) ગુજરાત, બંગાલ, સંયુક્ત પ્રાંત તથા મદ્રાસ.

ચહા—આસામ, નીલગીરી, તથા હિમાલયનો પ્રદેશ

કૉફી—નીલગીરી, મલબાર કિનારો.

અફીણ—બીહાર, માલવા, બંગાલ.

ગળી—બંગાલ, બીહાર.

શણ—બંગાલ, ઉત્ત સિન્ધ તથા બલુચિસ્તાન.

બકરાં મેંઢા તથા ઢોરના ચામડાં—સર્વ ઠેકાણે.

સમાપ્ત.

